ॐ तत्सत्

બનામે ખુદા.

# યોગીની જડી બુટ્ટી.



લખનાર

યોગી વૈદ્ય.



આવૃત્તિ પહેલી.

માલકનું ઠેકાણું—જ્યાંથી ચોપડી મલશેઃ-

નોઝરશાહા બાપુજી મહેતા.

પારસી આળી, કલ્યાણ; જીલ્લા થાણા.

ॐ तत्सत्

બનામે ખુદા.

# યોગીની જડીબુટ્ટી.



લખનાર

ચોગી વૈદ્ય.



આવૃતિ પહેલી.

માલકનું ઠેકાણું—જ્યાંથી ચોપડી મલશેઃ-

નોઝરશાહ બાપુજી મહેતા.

પારસી સ્ટ્રીટ, કલ્યાણ, જીલ્લા થાણા.

આ પુસ્તક ધી જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઑરફનેજ કૅપટન
પ્રિંતીંગ વર્કસ, નંબર ૧૪૧, લાલબાગ, પરેલ, મુંબઈમાં મી૦ મેહેરજી
બેરામજી મીઠાઈવાલાએ છાપ્યું છે, અને શેઠ નોઝરશા બાપુજી
મહેતાએ પારસી સ્ટ્રીટ, કલ્યાણ, જીલ્લા થાના મધેથી
પ્રગટ કીધું છે.

# "અર્પણ પત્રિકા"



જેનું સ્વાર્થ તરફ ધ્યાન છે છતાં પમાર્થ તરફ બી લાગણી
હોવાનાં સબબથી આ અતિ ઉપયોગી પુસ્તક પ્રગટ
કરાવવામાં જેણીયે પોતાનાં ખરા મનથી પૈસાની મદદ
કીધી કે જેથી સર્વે લોકોને ફાયદો પહોંચે એવી
પરોપકારી લાગણી ધરાવનાર બાઈ ખોરશેદ મનચેરશા
ખંભાતાની ઇચ્છાનુસાર એમનાં મુરબી "મોહોતાં
માયજી" બાઇ મીઠી બાઇ પેસ્તનજી મરચંટ
જેવણુ એક નમુનેદાર માતા છે, પોતાના ઘરનાં
એક ખરાં વઈદ તથા નર્સ છે, જેમનું
ઘરઘતુ દવા-દારૂ અને ઉપાયોનું અનુભવ
સીધ મેલવેલું જ્ઞાન વખાણવા જોગ
છે, તેમને પ્રેમ ભાવથી

—: અર્પણ કરૂં છુ. :—

કર્તા

નોઝરશા બાપુજી મહેતા.

# પ્રસ્તાવના.



દુનિયામાં વૈદકનાં ઘણા પુસ્તકો લખાયાં છે તથા હજી ઘણા લખાશે. પણ આ અદનાં પુસ્તક સર્વ આલમ સામે મુકવાની એતલીજ મતલબ છે કે આ પુસ્તકમાં લખાયલી ઘણી ખરી દવાઓ સહેલી તરત મલે તથા શરિર પર તથા રોગ પર તરત અસર કરે એવી મેળવેલી છે. ઘણા વરસો સુધી રખડેલ જીંદગી ગુજારીને તથા અનેક અનેક સારા મહાત્મા પુરૂષોના સમાગમમાં આત્માને ઘણી ઉંચા પ્રકારની સ્વાર્થ રહીત બુધ્ધી ખીલવીને આ ચીજો પ્રાપ્ત કીધી છે તેથી લોકોની સેવામાં તથા કર્મ અનુસાર તેઓના ભલાર્થે જે કંઇબી આ ખાકસારથી બની શકે તે કરવા અર્થેજ આ પુસ્તક લખી પ્રસીધ્ધ કીધું છે એમાંના ઉપાય અજમાવવાં લોકોને ભલામન કરીયે છીયે. ખોદાની મેહરથી એનાથી ઘણાઓને આરામ તથા રહાત મલશે. આ દવાઓમાથી કોઇ નહી સમજણ પડે એવા વીશે કોઇ પુછવા માંગશે તો તેનો ખુલાશો ખુશી સાથે કરશું. ઇશ્વર સર્વેને નેકમનસની ભલી લાગણી તથા તન, મનનું સુખ બક્ષે.

આમીન ! આમીન ! આમીન !

# અનુક્રમણિકા.




"દવાઓ ક્યાં સુધી કામ લાયેકની હોય છે."... ... .. ૧
કહો એ (અથવા) કઢો બનાવવાની રીત. ... . .. ૨
(ફાકી અથવા) ચુર્ણ બનાવવાની રીત" ... ... ૩
ચટણી (અથવા) "કલ્ક બનાવવાની રીત" ... ... ... ,,
"મલમ બનાવવાની રીત." ... ... ... ... ... ,,
"મલમ સારૂં ઘી ધોવાની રીત" ... ... ... ... ૪
"તેલ બનાવવાની રીત." ... ... ... ... ... ,,
અર્ક (તીંચકર બનાવવાની રીત) ... ... ... ... ,,
અંજન બનાવવાની રીત. ... ... ... ... ... ૫
સરબત બનાવવાની રીત. ... ... ... ... ... ,,
શરીરને બાધક થનારા વીજાતીય પદાર્થો ... ... ... ,,
રોગને બાધક પદાર્થો ... ... ... ... ... ૬
"ઘરમાં સંગ્રહ રાખવા લાયક ઔષધો." ... ... ... ,,
"સ્ત્રીના સ્તન પાકે તેનો ઉપાય." ... ... ... ... ,,
"સ્ત્રીને દુધ આવવાની દવા" ... ... ... ... ,,
"સ્ત્રીનાં પીરૂમાંનો દુઃખાવો તેનો ઉપાય" ... ... ... ૮
"પેત ફુલી આવે તેનો ઉપાય" ... ... ... ... ,,
"હરએક પ્રકારના ધાહ જખમ પર દવા" ... ... ... ,,
"શરિરનાં સાંધા ઉતરી જાય તેનો લેપ" ... ... ... ૯
"ઝેહેર ખાધું હોય તેનો ઉપાય" ... ... ... ... ,,
(સ્તંભન) "સ્ત્રી સંભોગ કરતાં વીર્ય જલદી છુટે તેનો અટકાવ" ૧૦
"સાંધા અલગાયા હોય તેનો ઉપાય"... ... ... ... ,,

" હુક્કા ભરી હોય તેનો ઉપાય " ... ... ... ... ૧૧
" બેઙ્ગોસીનો ઉપાય " .. ... ... ... ... "
" વાજીકરણ ઉપાય " ... ... ... ... ... "
" ખીલ મોઢાંપર થયા હોય તેની દવા " ... ... ... ૧૨
" બાલ ખરી જતા હોય તેનો ઉપાય " ... ... ... "
" પ્રત્યેક જાતનાં તાવપર અક્સીર ઉપાય" ... ... ... "
" આંખનો સુરમો " ( અંજન ) ... ... ... ... ૧૩
" કફ છાતી પર ઘણો થયો હોય તેનો ઉપાય " ... ... "
" ચક્કર તથા ભમરી આવે તેની દવા " ... ... ... "
" અંતર ગલની દવા " ... ... ... ... ... ૧૪
" વસુરીનો ઉપાય " ... ... ... ... ... "
" આંગપર પીત ઉભરાઈ આવે તેનો ઉપાય "... ... ... "
" નજલાનો ઉપાય " ... ... ... ... .. ૧૫
કાનનાં રોગ પર નીચલું તેલ ઘણુ ઉપયોગી છે ... ... ... "
" આંખનાં રોગની દવા " ... ... ... ... ... ૧૬
" અવાજ બેસી જાય તેની દવા " ... ... ... ... "
" ધાત સરપનો ઉપાય " ... ... ... ... ... "
" ઉપાય ઉંઘ ઘણી આવતી હોય તેને અટકાવવાનો ... ... ૧૭
" ઉંઘ લાવવાને ઉપાય " ... ... ... ... ... "
" રાત આંધલાનો ઉપાય " ... ... ... ... ... "
" હૃદય રોગનો ઉપાય " ... ... ... ... ... ૧૮
" અતીસાર-સંગ્રહણીનો ઉપાય " ... ... ... ... "
નારૂ. ( વાલાની ) દવા ... ... ... ... ... ૧૯
ભુખ લાગવાની દવા ( અગ્નીમાંદ્ય હોય તેની ) ... ... ... "
" લોહી ઝાડાનો ઉપાય " ... ... ... ... ... "
" હઝંમસન ( ખાંસ ) રાજક્ષમાનો ઉપાય " ... ... ... ૨૦

દીવસમાં બહુ પીસાબ થતી હોય ( વારંવાર તેનો ઉપાય ... ... ૨૦
" નામર્દાઇનો ઉપાય " ... ... ... ... ... ૨૧
" બાળંત રોગનો ઉપાય " ( અનિયમીતઅટકાવ આવે ) ... ... ,,
" પીસાબ બંધ થઇ હોય તેનો ઉપાય " ... ... ... ૨૨
" ઉન્હાળી ( પીસાબમાં બલતરા થાય તેનો ઉપાય " ... ... ૨૩
" પ્લેગનો ઉપાય " ... ... ... ... ... ,,
( ઉંબાલું તથા ગઢગુમરા પકાવવાનો મલમ ) ... ... ... ,,
ઘાઠ રૂઝાવવાનો મલમ ... ... ... ... ... ૨૪
( ખરાબ રોગથી બદ ઉત્પન થાય તેનો ઉપાય ) .. ... ... ,,
કોલેરાની દવા ... ... ... ... ... ... ૨૫
મોરચી તથા બદ હજમી તથા કોલેરાની દવા) ... ... ... ,,
( હીચકી તથા અડગરીનો ઉપાય ) ... ... ... ... ,,
( કેસતુરો. ) તેનો ઉપાય ... ... ... ... ... ૨૬
ઝાડપરથી તથા કોઇબી ઉંચાનપરથી પડીયાની દવા ... ... ,,
( મસાલો ) ... ... ... ... ... ... ,,
" ઉપાય માર લાગીને દીલમાં તથા કેલજામાં લોહી બંધાયું હોય " ૨૭
" બાલ વધવાનું તેલ " ... ... ... ... ... ,,
" શરીરમાં ઘણો પસીનો થતો હોય તેનો ઉપાય " ... ... ૨૮
" શ્રમ થવાથી આમ ચઢીગો હોય તો " .. ... ... ,,
" રકતપીત્તી મહાદોષની દવા " ... ... ... ... ,,
" હડખાં કુતરાંનો ઉપાય " ... ... ... ... ... ૨૯
" સર્પ દંશનો ઉપાય " ... ... ... ... ... ૩૦
વીખારી કાંતાનો ઉપાય. ... ... ... ... ... ,,
ઘેલાપણુની દવા ... ... ... ... ... ... ,,
બુધ્ધી વર્ધક ચુર્ણ ... ... ... ... ... ૩૧
" કંઠ સુધારવાની દવા " ... ... ... ... ... ,,

" ગળું બેઠેલાનો ઉપાય " ... ... ... ... ... ૩૧
" બોબડાપણાની દવા " ... ... ... ... ... ૩૨
" દાતનું મંજન " ... ... ... ... ... "
" માથામાં ચાઇ પડે તેનો ઉપાય " ... ... ... ... "
" બેહરાપણાની દવા. " ... ... ... ... ... ૩૩
" સ્ત્રીને હરતરીયા થઇ આવે છે તેનો ઉપાય. " ... ... "
" છચ્ચાને સસની થઇ પેટ ફુલી જાય તેનો ઉપાય. " ... "
" સ્ત્રીના સ્તન તાઇત,(કથન) પુરૂષની ઇંદ્રી વીગેરેનું તેલ. " .. ૩૪
" વાયુ સંદીપર ચોળવાનો બામ. " ... ... ... "
" અમાન નીકળી આવે છે તેનો ઉપાય. " ... ... ... ૩૫
મરણ વખતે હૂશીયારી લાવનારી દવા, ... ... ... "
દારૂની આદત છોડવાની દવા. ... ... ... ... ૩૬
" કોઇ રોગપર યા તાવ વખ્તે ઘણી પ્યાસ લાગે તેનો ઉપાય. " ... "
" થોડી બીજી વધુ દવાઓની પુરવણી. " ... ... ... ૩૭
" દમ તથા શ્વાસ, કાસ ખાંસીની દવા. " ... ... ... "
" દમ શ્વાસ ઉપર બીજો ઉપાય. " ... ... ... "
" વાયુથી આંગ જાડું તથા જડ થાય તેનો ઉપાય. ... ... ૩૮
" નાહવાની દવા. " ... ... ... ... ... ૩૮
" પુરૂષની મર્દાઇ માટે ચોપડવાનું તેલ. " ... ... ... ૩૯
" સંભોગ કાલે સ્ત્રી જલદીથી છુટે એવી દવા. " ... ... "
" (મદન મોદક) મદન ઉત્પન્ન કરનારા લાડુ. " ... ... ૪૦
" સર્વ પ્રકારના જીવજંતુ મચ્છર ચાચર માકર ડાંસ ઉંદર ચેન સાંપ વીગેરે ઘરમાંથી નાહસી જાય તેવી દવા, " ... ... ... ૪૧
" ઉધઈ કસારા વીગેરેથી કપડા વીગેરેનો બચાવ કરવાની દવા. " ... ૪૨
" અફીમથી માનસની અફીમની આડત છોડવાની દવા. " ... "
" બીજો ઉપાય. " ... ... ... ... ... ૪૩

(૧) " કબજીયાત મટાડવાનો ઉપાય." ... ... ... ૪૩
(૨) અજીરણનો ઉપાય. ... ... ... ... ૪૪
(૩) " ઉલતી બંધ કરવાથી દવા. " ... ... ... ,,
બીજો (૨) ઉપાય. ... ... ... ... ... ૪૫
(૪) ઉપદંશીયું. (બચ્ચાને થાય છે તેનો ઉપાય.) ... ... ,,
(૫ હીંગગલની.) મોહોતા માનસ સારૂ. ... ... ... ૪૬
(૬) આંખે આંજની થઇ હોય તેની દવા. ... ... ... ,,
" આંખમાં ખીલ થયા હોય તો નીચલી દવાનાં તીપા આંખમાં
નાંખતા રહેવું." ... ... ... ... ... ,,
(૭) " કમલાની દવા." ... ... ... ... ૪૭
(૮) " કરમની દવા." ... ... ... ... ... ,,
(૯) " કમરનો દુખાવો તેનો ઉપાય." ... ... ... ૪૮
(૧૦) " કલતર સરીરે થાય તેનો ઉપાય." ... ... ,,
(૧૧) " ખાંસીનો ઉપાય." ... ... ... ... ૪૯
બીજી દવા. ... ... ... ... ... ... ,,
પડજીભની દવા. ... ... ... ... ... ... ,,
(૧૨) " કોહોવાતનો " ઉપાય. ... ... ... ... ૫૦
ખુજલીનો ઉપાય. ... ... ... ... ... ,,
(ખરકસું. ગજચર્મ) ... ... ... ... ... ,,
ચરબી તાવવાનો ઉપાય. ... ... ... ... ... ૫૨
ગળસુળ તેનો ઉપાય. ... ... ... ... ... ૫૨
આંખે તેજ વધે. ... ... ... ... ... ... ,,
તાહડીઓ તાવ તેનો ઉપાય. ... ... ... ... ૫૩
"નંખ છરનો ઉપાય" ... ... ... ... ,,
તે પીતમાં નાંખવાની દવા.... ... ... ... ... ,,
દરાજ ગજકરણનો ઉપાય. ... ... ... ... ૫૪

બીજો ઉપાય. ... ... ... ... ... ... ૫૪
તીજો. ... ... .. ... ... ... ... ,,
" દાઝેલાનો ઉપાય." ... ... ... ... ... ,,
" દાંત મજબુત કરવાની દવા." ... ... ... ... ૫૫
" સેલખમની દવા." ... ... ... ... ... ,,
જુલાબ સર્વે રોગપર ચાલે તેવો. ... ... ... ... ૫૬
" નાકમાં વાસ મારે છે તેનો ઉપાય." ... ... ... ,,
" બરોળની દવા" તાપતલ્લી. ... ... ... ... ,,
" અસ્પમાર–ફીફ્રાની દવા." ... ... ... ... ૫૭
" પેટમાં દુખાવો" તેનો ઉપાય. ... ... ... ... ,,
" નાંસુરનો ઉપાય" ... ... ... ... ... ૫૮
" ઇંદ્રિ જુલાબ" ... ... ... ... ... ,,
" બાલક રો રો કરે તેનો ઉપાય." ... ... ... ... ,,
" મરડો" તેનો ઉપાય ... ... ... ... ... ૫૯
લોહી સુધારવાની દવા. ... ... ... ... .. ,,
" વાઇ ગોલાં પર" ... ... ... ... ... ૬૦
મીઠી પીશાબનો ઉપાય. ... ... ... ... ... ,,
બાલકને સીતલાની ગરમી થાય તેનો ઉપાય. ... ... ... ,,
(છાગરા તથા મોઢાંની ગરમીનો ઉપાય.) ... ... ... ૬૧
" શરીર નિરોગી રહે" તેનો ઉપાય. ... ... ... ,,
( " આગલ પીત" છાતી પરનો ડાહો. ) ... ... ... ,,
સર્વાંગ લાલ તથા ખરબચડું થયું હોય. ... ... ... ૬૨
(વાસ મારે) મોઢે આગરૂ હોય તેનો ઉપાય. ... ... ... ,,
" હાથ પગ ફાતે તેનો ઉપાય" ... ... ... ... ૬૩
" હરસમસ્સા વીગેરે પર લગાડવાની દવા." ... ... ... ,,
" મોઢાંપર થોહરો ચહડયો હોય તેનો ઉપાય." ... ... ૬૪

" માંથાનો દુખાવો. ', ... ... ... ... ... ૬૪.
(આતસક ગરમીનો નાશકારક ગીરપ.) સરબત. ... ... ૬૫
" ધાતુ ક્ષીણતાનો ઉપાય " ... ... ... ... ૬૬
" લખવાનો ઉપાય ', ... ... ... ... ... ૬૭
" બાઇડીઓના ધુપનીનો ઉપાય, " ... ... ... ... ,,
" પરમાની દવા " ... ... ... ... ... ૬૮
" સ્ત્રીને અતકાવ વખ્તે ઘણું લોહી જતું હોય તેનો ઉપાય " ... ,,
" કોઢનો ઉપાય " ... ... ... ... ... ૬૯
" સ્ત્રીને અટકાવ કમતી જતો હોય તેને આવવા સારૂં " ... ,,
" બીજા થોડા ઉપાય " ... ... ... ... ... ૭૦
" સ્ત્રીને પાણી જાય છે તેનો ઉપાય " (લ્યુકોરીઆ) ... ... ૭૧
" બરોળ તાપતલ્લીનો ઉપાય " ... ... ... ... ,,
" ભગંદરની દવા " ... ... ... ... ... ૭૨
કલેજામાં ગાંઠ થઇ સોજો ચઢે તેનો ઉપાય ... ... ... ,,
" પેટમાં જલંદર થાય તેનો ઉપાય ... ... ... ... ૭૩
" કાળકુલ્લીનો ઉપાય " ... ... ... ... ... ,,
" મોઢાં પરનાં ખીલ જઇ સાફ ચામડી થઇ ચેહેરો ખુબસુરત બને તેનો ઉપાય " ... ... ... ... ... ૭૪
" પાંડુ રોગની દવા " ... ... ... ... ... ,,
" કમલામાથી કમલી થાય છે તેનો ઉપાય " ... ... ... ૭૫
" કરમ માથે ચઢયો હોય તેનો ઉપાય " ... ... ... ,,
ઘેલાપણાની દવા ... ... ... ... ... ... ૭૬
" સેહતાન બાજીની દવા. " ... ... ... ... ,,
" હાઝેલાનો ઉપાય " ... ... ... ... ... ૭૭
" આધાસીસીનો ઉપાય " અરધું માથું દુઃખે તેનો ઉપાય ... ,,
" છાતીપરથી લોહી પડતું હોય તેનો ઉપાય ... ... ... ,,

ઝેરી જનાવર યા ઉંદર ચાવે તેનો ઉપાય ... ... ... ૭૮
" મોહાંને વાસ મારે (આગરૂ હોય તેનો ઉપાય) .. ... ,,
" શરીર નીરોગી રાખવું હોય તેનો ઉપાય" ... ... ૭૯
" સ્ત્રીઓને હુલેદર ( અદગરી થાય છે તેનો ઉપાય ) ... ... ,,
જે માણસની પાચણક્રિયા જતી રહી હોય માંદદો નરમ થયો
હોય તેનો ઉપાય... ... ... ... ... ,,
" જસવાત કે જે હાત પગનાં તળીયાંની આંગ થાય છે તેનો ઉપાય... ૮૦
" પેટમાં આતરડાનાં ઉપર વલ આવે છે તેનો ઉપાય ... ... ,,
કોઇ પ્રકારની અંગત ધાસ્તીથી પુરૂષ (પુરૂસતાનમાંથી )
ગયલો હોય છે તેનો ઉપાય," ... ... ... ૮૧
(બાલકડું ) બચ્ચાંનાં સર્વે પ્રકારના રોગપર ચાલે છે .. .. ૮૨



# " બનામે ખુદા. "



પુના, તા૦ ૨૨-૭-૧૯૨૦

### " દવાઓ કયાં સુધી કામ લાયેકની હોય છે."

સર્વે પ્રકારનાં રસાયનો ઘણો લાંબો વખ્ત સુધી પોતાની અસર છોડતાં નથી. (ઘણાંક વરસો સુધી) ચાલુ અસર જેવીજ અસર ધરાવે છે. કોઇ કોઇ રસાયનો જેમ જેમ જુન્નાં થાય તેમ તેમ જાસ્તી તાકાત ધરાવતા જાય છે. બનતાં સુધી તેઓનો સરદીથી બચાવ કરવો. તો ઘણું સારૂં કામ આપે છે."

"તેજ પ્રમાણે માત્રાઓબી હમેસની તાકાત રાખે છે. તેજ પ્રમાણે સર્વે પ્રકારની ધાતુઓની ભસ્મોબી ઘણા વરસો સુધી બગડતી નથી. સર્વે ભસ્મોમાં લોહ તથા મંડુર ભસ્મ જેમ જેમ વખ્ત વહેતો જાય છે તેમ જાસ્તી ગુણદાયક થતી જાય છે. ઉપર પ્રમાણેજ અર્ક તથા આસવ જેમ જેમ જુન્નાં થતાં જાય છે તેમ તેમ ગુણદાયક થાય છે. તેઓનેબી સરદીથી બચાવવા (પાણી વગરનાં અર્કો) જે દારૂ જેવા હોય છે જેને ઇંગ્રેજીમાં તીકચર કહે છે તે)

પાણીવાલા અર્કો (૧-થી-૩) વરસ સુધીજ ગુણવાલા રહે છે.

સરબતો (૧-થી-૫) પાંચ વરસ સુધી ગુણવાલા રહે છે તેમાં ખતાસ પેદા થઇ તો જાણવું જે ઉપયોગ લાયકનાં રહયાં નથી.

કાહાવો અથવા કાઢો ૧-થી-૩ મહીનાં સુધી ગુણકારી રહે છે. તે પર નીલ તથા છારી ઘણી બાઝવા લાગી તો ઉપયોગ રહીત સમજવો.

ફાકી અથવા ચુર્ણ ૧-થી-૬ મહીનાં સુધી સારૂ કામ આપે છે તેમ ગુંદરા તથા પાંખરા થયા તો તે ઉપયોગમાં લેવા લાયેકનાં રહેતા નથી.

ચટણી અથવા કલ્ક-૭-થી-૧૫ દીવસ સુધી ઉપયોગ લાયેક રહે છે. મલમ ૧-થી ૩ વરસ સુધી સારો ગુણ ધરાવે છે.

( ઘી વાલો મલમ ) જેમ જુનો થાય તેમ જાસ્તી તાકાત ધરાવતો જાય છે.)

તેલ ૧-થી-૩ વરસ સુધી ઉપયોગી હોય છે. બાદ તે કામ લાયેકનું રહેતું નથી.

એ પ્રમાણે કાષ્ઠા ઔષધી ૧-થી-૩ વરસ સુધીની દવાનાં ઉપયોગ લાયેકની રહે છે પછી નીરજીવ થાય છે. તેથી સર્વે દવાઓ બનાવતી વેલાયે ઔષધી તપાસીને સારી, નવી, તથા પુખ્તા લેવી.

---

## કાહાઓ (અથવા) કાઢો બનાવવાની રીત.

સર્વે કાઢાની ઔષધીઓ સારી જોવી જોઇને લેવી. બાદ તે સર્વેને સાધારણ કુટી નાંખવી. જો તેમાં કોઇ લીલી ઔષધી હોય તેને પીસ્સી નાંખવી. બાદ તે સર્વેનાં વજન કરતાં તેમાં આઠ ઘણું પાણી નાંખવું તથા તેને ૨૪ કલાક સુધી પલાવી મુકવી તથા તેમાં વારંવાર હાતવતી મસલતા જવું કે જેથી તે પાણીમાં ઔષધીનાં રસ કસ મલે. બાદ તેને ચુલે ચઢાવવું તથા તેને સાધારણ અગ્નિ આપીને તે પાણીમાંથી ૪ ચોથો હીસ્સો પાણી બાકી રહે ત્યાં સુધી ઉકાલવું. બાદ ઉતારી લઇ તેને ઠંડુ પડવા દઇ ગાલી લેવું. આ ગાલેલું પાણી કાઢો કહેવાય છે. તે કાઢાનો ઉપયોગ કરવો. મોહોતા માનસ સારૂં એ કાઢો દીવસમાં બે વાર મલીને પાંચ તોલા તથા નાનાં સારૂ ૨-થી-૩ તોલા ઉપયોગમાં લેવો. જો રોજ રોજ નવો કાઢો કરીને પીયે તો બહુજ ફાયદાકારક છે. (પ્રવાસાર્થે) ૭ થી ૧૫ દીવસ સુધીનો સાથે બનાવો તો બી ચાલસે. કાઢાનું વાસન કલઇનું લેવું અથવા તો મટકામાં કરવો, કલઇ વગરનું વાસન કદીબી ઉપયોગમાં લેવું નહીં ( તાકીદના વખ્તે તર્ત કાઢો બનાવીને લેવો તોબી ચાલશે.)

---

## (ફાકી અથવા) "ચુર્ણ બનાવવાની રીત"

ચુર્ણ સારૂ પ્રત્યેક ઔષધીને પ્રથમ સાફ કરવી તેમાંનો કચરો તથા માટી વીગેરે સાફ કરી નાંખવી. બાદ તે વનસ્પતીને કુતીને વસ્ત્રગાલ કરવી. એ ચુર્ણોમાં કોઇ કોઇ વનસ્પતી (દમન) તથા ચીકણી ચીજ આવે છે. જેવી કે ગુંદ વીગેરે. તે ગુંદને તલી લેવો અથવા તડકામા સુકવી લેવા બાદ તેને સ્વતંત્ર કુતીને પછી પેલા ચુર્ણમાં ભેલી દેવું. આ ચુર્ણને મજબુત કાચની બુચવાલી બાતલીમાં ભરી રાખવું. સરદીથી બચાવ કરવો. એ ચુર્ણનો ઉપયોગ જેમ દવામાં હોય તેમ કરવો.

---

## ચટણી (અથવા) "કલ્ક બનાવવાની રીત"

પ્રથમ કલ્કમાંની કડણ ઔષધીને પાતાપર બારીક પીસી નાંખવી. નરમ ઔષધી જેવાકે પાતરાં ફુલ વીગેરેને પીસી નાખવું. બાદ તે બન્ને સાથે મેલવી પાછું એક જીવ કરી પીસી નાંખવું. આ કલ્ક થયો. તેને કાંચના યા ચીનીના યા કલઇનાં વાસનમાં મુકવું. બાદ તેનો ઉપયોગ કરવો.

---

## "મલમ બનાવવાની રીત."

કોઇ કોઇ જાતના મલમ મીણ તથા ચરબી તથા રાલ વીગેરેમાં બનેછે. તથા કોઇ થંડાં તે ફક્ત માખણ, ઘી, તેલ વીગેરેમાં બનેછે. ઉપલા રાલ. ચરબી મીણમાં બનાવવા લાયેકનાં મલમને પ્રથમ તેઓને કઢાઇમાં મુકી ચુલે ચઢાવી તાવી નાંખવું. બાદ તેમાં (જે બીજી ચીજ મલી જતી હોય) તેવી (જે મલમમાં નાંખવા કહી હોય તો તે) નાંખવી, જેવું કે (કપુર) વીગેરે. બાદ તે તાવેલા ચીજમાં મલમમાં ફરમાવેલી બીજી દવાઓ બારીક પીસીને ઉમેરી ચુલા પરથી ઉતારી એકજીવ કરી લેવું. આ મલમ પતી વીગેરે મારવાના કામમાં ઉબાલું પકાવવાને કામનો તથા ઘા રૂઝવવાને કામમાં આવેછે.

બીજી જાતનો મલમ ફક્ત ધી તેલ માખણમાં ચીજો બારીક વસ્ત્ર ગાલ કરી સાથે ખુબ મેલવી દેવી. ચુલે (ચઢાવવું નહીં). તે થંડો મલમ થયો.

---

## "મલમ સારૂં ધો ધોવાની રીત"

એક કાંસાની હાલીમાં ઘી નાંખી તેમાં પાણી નાંખી હાત વટી ખુબ ફેંટવું. એમ પાણી નાંખતા જવું ને કાઢતા જવું ને ખુબ મસલતા જવું એવું (૨૧) વાર કરવું તે ધોયેલું ઘી કેહેવાય છે.

---

## "તેલ બનાવવાની રીત."

પ્રથમ કઢાઇમાં તેલ નાંખી તેને મંદ અગ્નિપર પચાવવા મુકવું બાદ તેમાં (જે લીલી વનસપતી યા રસ હોય તે આસ્તે આસ્તે નાંખવા. બાદ તે સર્વે પાણી રૂપી ભાગ બરી જાય કે તેમાં સુકકી વનસ્પતીનું ચુણું વીગેરે નાંખવું તે સર્વે બરીને કાલુ કોયલા જેવું થાય કે તેને નીચે ઉતારવું બાદ થંડુ થાયને ગાલી લેવું ને કાચની બાતલીમાં ભરી રાખવું આ તેલ સીધ્ધ થયું. (તેલ બનાવતી વખ્તે તેમાં લાકડાનાં સોતાથી યા લોઢાની કલછીના હલાવતા જવું કારણ તેને પાણીનાં સબબથી ફીણ ઘણો આવેછે ને ઉભરાઇ જવાનો સંભવ હોયછે તેથી વાસણ મોહોતું લેવું. આ તેલ ચોપડવામાં, ખાવામાં તથા કાનમા નાંખવામાં તથા નાસુર વીગેરેમાં કાકડો કરીને લગાડવાનાં ઉપયોગમાં વપરાયછે.

---

## અર્ક (તીંચકર બનાવવાની રીત)

કડક સ્પીરીતમાં કોઇબી જાતનાં ચુર્ણને નાંખી મજબુત બુચ મારી તે બાતલીને દીવસમાં બે ત્રણ વાર હલાવતાં જવું. એવી રીતે તેને ૧૫-થી ૩૦ દીવસ સુધી રાખી બાદ તેને ગાળી લેવું તો તે તીંક્ચર (અર્ક) કહેવાયછે। તેનો ઉપયોગ પીવામાં—ચોપડવામાં થાયછે.

---

## અંજન બનાવવાની રીત.

સોહોલ્ભ પથરનાં ખરલમાં દવાને પ્રથમ વસ્ત્રગાલ કરીને નાંખવી. બાદ ખુબ ખરલ કરવો. તેની પરીક્ષા એ કે તેમાંથી જરાસી લઇ ને ચામડી પર ચોલવી ને જરાભી ચામડીને (રખીસ) ખરબચડું લાગે નહી એવું માલમ પડે તો સમજવું કે આય અંજન આંખમાં નાખવા લાયક થયું નહી, તો ઘોંટીયાજ કરવું. આય સુકકુ અંજન તેજ પ્રમાણે એમાં અનેક જાતના રસોની ભાવનાં આપી લાહી જેવુંબી કરે છે તે લીલું અંજન આ બન્ને અંજનો આંખમાં લગાડવાને કામ આવે છે.

---

## સરબત બનાવવાની રીત.

પ્રથમ સર્વ ઔષધીનો કાઢો બનાવવા બાદ તે કાઢામાં ખરી સાકર નાંખવી ને ચુલે ચઢાવવો ને સાકરનો સીરો એક બે ત્રણ તારી થાય ત્યાં સુધીનો કરવો બાદ ચુલા પરથી ઉતારી તે ઠંડુ થાય કે ગાલીને કાચની બાટલીમાં ભરી મુકવું. આય સરબત એક મોહોટા માનસને ૨ ઔંસ તથા બચ્ચાને ૧ ઔંસ સુધી પીવાના ઉપયોગમાં લેવા દેવું. બાટલી સરબતથી પુરી ભરવી નહી. થોડી ખાલી રાખવી, નહીતો કોઇ સંજોગમાં ફુટી જઇ ઉભરાઇ જાય છે.

---

## શરીરને બાધક થનારા વીજાતીય પદાર્થો.

મૂલો ને દુધ, માછલી ને દુધ દારૂ ને દુધ. તેલ ને દુધ. કાંદો ને દુધ. કોહળુ ને દુધ. કોહળુ ને મૂલો. આ સર્વ પદાર્થો સાથે ઘણા પ્રમાણમાં ખાવાથી તથા એ બનેનો જઠરમાં સાથે રસ પેદા થવાથી શરીરમાં વીચીત્ર પ્રકારનો ફેરફાર થઇ ચામડીના રોગ પેદા થાય છે. કોઢ વીગેરે ઉત્પન થાય છે તેથી બનતા સુધી આ પદાર્થો સાથે ખાવા નહી. ૧

---

૧ ઘણાક કમનસીબોએ વગર વીચારે માંછલીનુ તેલ જેવું કે કાડલીવર આઇલ પીઇ તે પર દુધ પીઇને પોતાના શરીર પર ચીત્ર વીચીત્ર પ્રકારનો કોઢ પેદા કરી લીધો છે હીંદુશાસ્ત્રમાં આયુર્વેદમાં એ વીસે પુરતી. સાંહદતો છે તથા ઘણાંઓનાં ચાલુ દાખલા મોજુદ છે તેથી મેહરબાની કરીને આનો સંભોગ કરતાં બહુ સંભાલ રાખવી.

## રોગને બાધક પદાર્થો

દમ સ્વાસવાલા ધણીને ઠંડા પદાર્થો (જેવાકે કેલાં, કલીંગડ વીગેરે. કફવાલાને દુધ, કાચ્ચું તેલ, ખાટું, તાપવાલાને ઠંડા પાણીનુ સ્નાન, દુધ ભાત, દહી વીગેરે વીગેરે. પીતવાલાને ગરમ ઉશ્ન પદાર્થો, કેસર કસ્તુરી. તમાકું. વાતવાલાને ઠંડા પદાર્થો, માંસ મેઠીનું, વાલ વેગણા વીગેરે કબજીયાતવાલાને, પપેયા, ગુંદર તીલ, વીગેરે. ધાતુક્ષીણતાવાલાને, કાથો, ખાટુ, લીંબુ. ખારૂં વીગેરે આ વતરોગે ધણી પ્રકૃતિઓ પર આધાર પોત પોતાનો રહે છે. દીલ પ્રસન્ન હોય તો ખુશીમાં આવે તે ખાવું.

## "ધરમાં સંગ્રહ રાખવા લાયક ઔષધો."

સુંઠ, મરી, અક્કલખરો, પીપળી, કાથો, રાઇ, અલસી, અજમો. સુવા બડીસોફ. જીરૂ. જેષઠીમધ. કુલીજન. વેખંડ. અફુ. કુચલાનુંબીજ. કીરીયાતું બાલહરતકી. બાલામો. ગુલવેલનુંસત્વ. ફુલાવેલીહીંગ. એલીયો. કોલનવાટર. ધાર. સાપસન, કેસર. જાયફલ. જાયપત્રી. એલચી. ઇંદરજવ. કુટકી. દારમની છાલ. આંબાની કોઇ. કાલી દરાખ. ઝેરી નારીયળ. રકત ચંદન. ખડી સાકર. કેરવાસો. આંબાહલદ. ફતકડી. અરીઠા. લોબાન. સોડાબાય કારબોનેટ, જુન્નો ગોળ. ચુનો. બાફલી. વાવડીંગ. સુનામખી. કરંજનીખોળ. રામબાન. ફ્રેંચ પોલીસ, વીગેરે. આ સર્વે ઔષધી ધરમાં સંગ્રહી રાખવાથી પ્રસંગાપાત બહુજ આવકારદાયક થઇ પડે છે ને ધણી જરૂરની ગરજ સારે છે. ને ધણા રોગો પર કામ આવે છે. એ દવાઓથી મોરચી, કાલેરા તાપ ખાંસી ધાક વાત. કંઠરોગ. જુલાબ. કરમ, સરદી. સોજો, વીસદોષ. વીગેરે ભયંકર રોગોથી બચાવ થાય છે. આ દવાઓનો બરોબર ઉપયોગ કીધાથી કોઇ વખ્તે ડાકટર, વૈદની, ગરજ સરે છે.

## "સ્ત્રીના સ્તન પાકે તેનો ઉપાય."

સુવાવડમાં દુધનાં ગાંઠ સ્તનમાં બંધાયાથી સ્તન ધણા દુઃખાય છે ને કોઇ વખ્તે પાકે છે. તથા અંદર નાસુર વીગેરે પડે છે ને કોઇ સંજોગમાં સ્તનને

કાપી નાંખવું પડે છે. તેવે વખ્તે પ્રથમ રોગ પેદા થતાં અગાઉ નીચલો ઉપાય કરવો. પ્રથમ દીવસમાં ૩ ચાર વાર ગરમ સેકના પાણીથી ધોવું. તે પાણીમાં નીચલી દવાઓ નાંખીને ઉકાલી તે પાણી બનાવવું.

લીલી ચાહાય. સુવા. અજમા. આંબાહલદ ફુતકડી વનઇનાં પાતરાં. (નગોડ) સુકકી ચાહાય. બાવચી, કડુજીરૂ. રકતચંદન. દાર હલદ. આ સર્વે દવાઓને સમ ભાગે લઇ તેને ૧૦ દશ ઘણા પાણીમાં ખુબ ઉકાલી તે પાણીથી, સ્તનને ખુબ શેકતા ધોઉં.

તથા રાતે સુતી વખ્તે નીચલો મલમ સ્તનપર ચોપડવો.

| | તોલો. |
|---|---|
| ગંધક આમલસાર. ... | ૧ |
| કરંજની ખોલ... ... | ૨ |
| સુવા ... ... | ૧ |
| આંબાહલદ. ... ... | ૧ |

આ સર્વેને વસ્ત્ર ગાલ કરી તરપીતાઇન તેલમાં ખુબ ખરલ કરી તેમાંથી થોડો થોડો રોજ રાતે ચોલવો.

---

## "સ્ત્રીને દુધ આવવાની દવા."

| | તોલા. |
|---|---|
| ખારક ... ... ... | ૧૦ |
| તલ ... ... ... | ૧૦ |
| ખસખસ ... ... | ૧૦ |
| જુનેલા વટેણાંનો આટો ... | ૧૦ |
| એલચી દાનાં ... ... | ૨ |
| સેકેલુ ખોબરૂં ... ... | ૧૦ |
| સુવા-શેકેલા ... ... | ૧૦ |
| જેઠીમધ ... ... | ૫ |
| ગોખરૂ... ... ... | ૧૦ |
| સાકર ખડી ... ... | ૧૦ |

આ સર્વેનો બારીક ભુકો કરી બરનીમાં ભરી રાખવો ને રોજ સ્ત્રી એ દીવસમાં બે ત્રણ વાર મુથો મુથો ભરીને ખાવો ને ઉપર થોડું દુધ પીવું. ખાતું ખોરૂ ખાવું નહીં. તો સ્તનમાં ઘણું દુધ પેદા થાય છે.

---

## " સ્ત્રીનાં પીરૂમાંનો દુઃખાવો તેનો ઉપાય. "

સ્ત્રી દુર બેસવાનાં દીવસોમાં એ દુખાવો થાય છે ત્યારે નીચલો ઉપાય કરવો.

| | તોલા. | |
|---|---|---|
| સુંઠ ... ... ... | ૧ | આ સર્વેનુ વસ્ત્રગાલ ચુર્ણ કરવુ તેમાંથી દીવસમાં ૩ વાર સુમાર ૦ાા અર્ધો અર્ધો તોલો ખાવુ તેમાં સાકર ભેલીને ખાવું ઉપર ગરમ પાણી પીવું તો દુઃખ જાય છે. |
| મરી ... ... ... | ૧ | |
| અક્કલખરો ... ... | ૧ | |
| પીંપલી ... ... | ૧ | |
| આમલ્લા સુક્કા ... ... | ૫ | |

## " પેત ફુલી આવે તેનો ઉપાય. "

| | તોલા. | |
|---|---|---|
| સુંઠ ... ... ... | ૧ | આ સર્વે દવાઓને બારીક વસ્ત્રગાલ કરી તેને સીસીમાં ભરી રાખવી બાદ તેમાંથી ૦ાા તોલો ખાવી ને ઉપર પાણી ગરમ પીવું તો વાયુથી પેત ફુલીયું હોશે તેનો નાશ થશે ને રોગ દુર થશે. |
| મરી ... ... ... | ૧ | |
| પીપલી... ... ... | ૩ | |
| અક્કલખરો ... ... | ૧ | |
| એલીયો ... ... | ૧ | |
| કાલુ નીમખ ... ... | ૧ | |
| ફુલાવેલો હીંગ ... ... | ૧ | |

## " હરએક પ્રકારના ઘાહ જખમ પર દવા. "

| | તોલા. | |
|---|---|---|
| રેશમ બારેલાની રાખ ... | ૧ | આ સર્વેનો બહુજ બારીક વસ્ત્રગાલ ભુકો કરીને સીસીમાં ભરી રાખવો. આથી ગમે તેવી જાતનો ખરાબ ઘાહ પર નાંખી ઉપર બાંધીયાથી ઘહા પાકીયા વગર રૂઝ આવેછે. |
| કપૂર ... ... ... | ૧ | |
| કાથો ચીનીયો ... ... | ૧ | |
| એલચી દાનાં ... ... | ૧ | |
| કપૂર કાચલી ... ... | ૧ | |

## " શરિરનાં સાંધા ઉતરી જાય તેનો લેપ. "

| | તોલા. |
|---|---|
| કપૂર ... ... ... | ૧ |
| કસેસ ... ... ... | ૧ |
| ગુગલ ... ... ... | ૧ |
| તાંકનખાર ... ... | ૧ |
| ગુર્જર... ... ... | ૧ |
| લોબાન ... ... | ૧ |
| મેદાલકડી ... ... | ૧ |
| અર્જુન સાદડાની છાલ ... | ૩ |
| રક્ત રોહીડાની છાલ ... | ૩ |
| આંબાહલદ ... ... | ૩ |
| સેલારસ ... ... | ૫ |
| ગંદા બેરોજા ... ... | ૫ |
| રેવનચીની ... ... | ૧ |
| ઈંડાની સફેદી ... ... | ૩ |
| એલીયો ... ... | ૧ |

આ દવામાંથી વાતના લાયેકની સવે દવાઓનો વસ્ત્રગાલ ભુકો કરી બાદ ઇંડાંની સફેદી તથા ગંદાબીરોજા તથા સેલારસ આ સર્વેમાં ખુબ મીશ્ર કરી જ્યાંનું બી હાડકુ ઉતરી ગયું હોય ત્યાની જગાને જરા ગરમ પાણીથી ધોઇ તે પર જરા દારૂ યા રમ ચોપડી બાદ આ લેપ લગાડવો તથા તેની ઉપર કાપૂસ ચોપડવો ને ઉપર મજબુત પાતો બાંધવો તો હાડકુ સંધાઇ જાય છે. આજ લેપ જ્યારે આંડવો (ગોલી) અંતરગલ ઉતરી પડે છે, યા વાયુથી ફુલાય છે તેના પર બી લગાડવામાં બહુ ઉપયોગી પડે છે. લેપ લગાડવાથી રોગ નાશ થાયે છે.

( ઉપર લંગોત બાંધવી. )

---

## " ઝેહેર ખાધું હોય તેનો ઉપાય. "

ઘણું ખરૂં સર્વ પ્રકારનું ઝેર ખાવામાં આવીયું હોય તો પ્રથમ તે માનસને નીચલો ઉપાય કરવો, તેને પ્રથમ ઉલતીની દવા આપવી તે નીચે પ્રમાણે.

| | તોલો. |
|---|---|
| અલસી ... ... | ૧ |
| રાઇ ... ... | ૦॥ |
| એરંડીયું ... ... | ૧ |
| ઇંડાંની સફેદી... ... | ૨ |
| મીઠું ... ... | ૧ |
| ગરમ પાણી ... ... | ૨ |

આ સર્વે સાથે મીકસ કરી પેહેલાંથી પાઇ દેવું ને ઉપર ફુકું પેહલાંથી પીવરાવવું તથા ગરામાં મરઘીનું પીછું ફેરવવું કે જેથી ઉલતી થઇ સર્વે ઝેહર બહાર નીકલે બાદ ઘણી ઉલતી થયા પછી તે માનસને સેકતા ગરમ પાણીથી નહવાડવો, તથા થોડી

સાકર તથા ઘી મેલવીને ખવાડવું. તથા તે માનસને (ઉંબર) ગુલ્લરની છાલ લાવીને પીસ્સી ને પાણીમાં ઉકાળી તે પાણી પીવા આપવું, તો ઝેહેર નીવારણ થશે. જો અફીમ ઘણું ખાવામાં આવ્યું હોય તો પ્રથમ ઉલ્ટીની ઉપલી દવા આપી બાદઃ—

| | |
|---|---|
| ૨ તોલા ઉંબરની છાલ લીલી<br>૩ તોલા સીતાફલનાં પાતરાં | બન્નેને પીસ્સી તેનું પાણી કરી તે પીવારવું તો જલદી આરામ થાય છે. |

## (સ્તંભન) "સ્ત્રી સંભોગ કરતાં વીર્ય જલદી છુટે તેનો અટકાવ.

| | | તોલો. |
|---|---|---|
| જાયફલ | ... | ૧ |
| જાયપત્રી | ... | ૧ |
| જવખાર | ... | ૧ |
| નાગકેસર | ... | ૩ |
| કબાબચીની | ... | ૧ |
| રૂમીમસ્તગી | ... | ૧ |
| બંસલોચન | ... | ૧ |

આ સર્વે દવાઓને વસ્ત્રગાલ કરી તેમાંથી ‌॥ તોલો લઇ તેમાં ‌॥ તોલો સાકર નાંખી દુધની સાથે પીવું એવું થોડા દીવસ કરવાથી સંભોગ કાલે વીર્યનો અટકાવ થઈ આનંદ આપે છે.

## " સાંધા અતકીયા હોય તેનો ઉપાય "

| | | તોલો. |
|---|---|---|
| સંભાલુનો પાલો | ... | ૨૦ |
| અજમો | ... | ૧૦ |
| સુવા | ... | ૧૦ |
| લીલી આદુ | ... | ૧૦ |
| સુકકી ચહા | ... | ૧૦ |
| આંબા હલદ | ... | ૧૦ |
| વાયવરણા | ... | ૧૦ |
| વેખંડ | ... | ૧૦ |

આ સર્વે દવાઓને કુતી પાણીનાં દેગડીમાં નાંખી તેને બંધ કરી ઉકાલવી ને તેની સ્તીમ થાય ત્યારે તેનો બફારો સેહેવાય તેવી રીતે લેવો ને તે ચીજનો સેક કરવો. પોતીસ જેવો સાંધાંઓને તો દુઃખ જતું રહેશે.

## " हुकक भरी होय तेनो उपाय. "

જ્યાં કુંબરમાં હુકક ભરી હોય ત્યાં (પગ વાલા) પગથી પેદા થયેલાં માનસ પાસે આસ્તે આસ્તે લાત મરાવવી ને ગોલ તથા લસન વાતીને તે જગોપર લગાડવો તથા તેનીજ સુમારે પાવલીભર ગોલી બનાવીને ખાવી ને સેહેતા પાણીયે સેકવું. એવું કાધાથી હુકક ભરાયેલી નીકલી જશે ને રોગ સારો થશે.

## "બેહોસીનો ઉપાય"

બેહોસ વારંવાર માનસ થતું હોય ત્યારે પ્રથમ તેનાં માંથા પર થંડુ પાણી નાંખવું. તથા કાંદો ફાડીને સુંઘાડવો. તથા તેજ કાંદાનાં રસનાં થોડા ટીપાં આંખમાં આંજવાં, તો સુદ્ધીમાં આવશે, તેજ પ્રમાણે લીંબુ સુંઘાડવું તથા તેનો રસ પાવો તથા તેનાં ટીપાં આંખમાં આજવાં. તો થોડા વખ્તમાં હુશીયાર થશે. એજ પ્રમાણે કોલન વાટરનો બી ઉપયોગ કરવો. આંજવું તથા સુંઘાડવું તો ઘણો જલદી પરીણામ થાય છે, નવસાગર તથા ચુનો આ બન્નેને ખુબ હાત પર ચોલીને ઝટ સુંઘાડવાથી તે તરત હુસીયાર થાય છે. તેનો દમમાં જવાથી ચતકો લાગી હુસીયાર થાય છે.

## "વાજીકરણ ઉપાય."

પુરૂષની ઇદ્રીં નાહાની હોય તથા પાતલી હોવાનાં સબબથી સ્ત્રીને આંનદ ન થતો હોય તો તે ઇંદ્રીને જાડી તથા મોહોતી સબલ કરવાનાં ઉપાયને વાજીકરણ (એટલે ઘોડા જેવી કરવાની) કહેછે. તેનો ઉપાય.

| | | તોલો |
|---|---|---|
| આસંકદ ... | ... | ૧ |
| કોષ્ઠ ... | ... | ૧ |
| ચીકના મુલ... | ... | ૧ |
| ગજપીપલ ... | ... | ૧ |
| નાગ કેસર ... | ... | ૪ |
| રીગણી મુલ | ... | ૧ |
| ધોતરાનુ મુલ... | ... | ૧ |

આ સર્વેને બારીક વસ્ત્ર ગાલ કરીને માખણમાં ખુબ ખરલ કરી તેનો લેપ ઇંદ્રીપર રોજ લગાડતાં જવો તો તેનાથી ઇદ્રી મોહોતી તથા મજબુત બનીને સંભોગ કાલે બહુ આંનદ આવેછે, ને પુરૂષ જોરાવર તરીકે લેખાયછે.

## " ખીલ મોઢાંપર થયા હોય તેની દવા "

| | તોલો |
|---|---|
| વાલનો આટો... ... | ૩ |
| ટંકણ ખાર ... ... | ૧ |
| કપુર ... ... | ૧ |
| બાવચી ... ... | ૧ |
| ગવલા .. ... | ૧ |
| એલચીદાના ... ... | ૧ |

આ સર્વેને બારીક વસ્ત્ર ગાળ કરી બાદ રોજ સહવારે તથા રાત્રે પાણીમાં મેલવીને મોઢે ચોપડી સુઇ જવું આ પ્રમાણે થોડા દીવસ કીધાથી ગમે તેવો ખીલનો વીકાર નાશ પામી મોઢું સફાઇદાર થાયછે.

---

## "બાલ ખરી જતા હોય તેનો ઉપાય"

| | તોલો. |
|---|---|
| ટંકણ ખાર ... ... | ૧ |
| કપૂર ... ... | ૧ |
| આમલા સુકકા ... ... | ૩ |
| ભાંગરો ... ... | ૧ |
| માયફલ ... ... | ૧ |

આ સર્વેને ૧૦ ઘણા પાણીમાં ઉકાલી તે પાણીથી માથાંના બાલને ધોતા જવું તો ખરી જતા બાલ અટકી જશે ને બાલને તાકાત આવી બાલ ચલકતા તથા કાલા થશે. માથાનો ખોરો વીગેરે બીજા રોગબી જતા રહેશે. માથાંમા પડતી ઉંજુ,નીખવીગેરે બી મરી જશે ને ઘણો આરામ થશે.

---

## " પ્રત્યેક જાતનાં તાવપર અકસીર ઉપાય.

| | તોલો. |
|---|---|
| કીરીયાતું ... ... | ૧ |
| રીંગણીમુલ ... ... | ૧ |
| કુતકી ... ... ... | ૧ |
| રાસ્ના ... ... ... | ૧ |
| કુમાર ... ... ... | ૧ |
| તુલસીનાં પાત્રાં ... ... | ૧ |
| નાગરમોથ ... ... | ૧ |
| ગુલવેલ ... ... | ૩ |
| પીંપલી... ... ... | ૧ |
| અકકલખરો ... ... | ૧ |

આ સર્વે ઔષધોને કુતીને અગાઉ જનાવીયા પ્રમાણે કાઢો કરવો. આ કાઢો દીવસમાં બે વાર રકે અઢી અઢી તોલા લેવો ને ઉપર ખાતું ખોરૂં ખાવું નહીં. સરદીમાં ફરવું નહીં. તો સરવે પ્રકારનાં તાવ, વીષારી તાવ, ભેજાંની તાવ, થંડી તાવ, આંતરીયો તાવ, વીગેરે ૧૨૧ પ્રકારનો તાવ સનીપાત જવર વીગેરેનો નાશ થાય છે.

---

## "આંખનો સુરમો" (અંજન)

| | | તોલો. |
|---|---|---|
| કાલો સુરમો | ... ... | ૧ |
| ધ્ંડાનું કોચલું | ... ... | ૧ |
| એલચી દાના | ... ... | ૧ |
| કપુર | ... ... | ૧ |
| ટાંકણખાર | ... ... | ૦। |

આ સર્વેને ઉચ્ચા પથ્થરના ખરલમાં ખુબ ત્રણ દિવસ સુધી ખરલ કરવું બાદ તે આંખમાં લગાડવાનાં કામમાં લેવું એનાથી નેત્રનાં ઘણાં ખરા રોગોનો નાશ થાય છે ને આનંદ આપે છે.

## "કફ છાતી પર ઘણો થયો હોય તેનો ઉપાય."

| | | તોલો. |
|---|---|---|
| સુંઠ | ... ... | ૧ |
| મરી | ... ... | ૧ |
| અકકલખરો | ... ... | ૧ |
| પીપલી | ... ... | ૩ |
| કાકડસીંગ | ... .. | ૧ |
| દારેમ છાલ | ... ... | ૧ |
| હલદ | ... ... | ૩ |
| સેકેલો ટાંકણખાર... | ... | ૧ |
| કુલીનજન | ... ... | ૧ |
| સુવા | ... ... | ૩ |
| કુમાર | ... ... | ૩ |

આ સર્વે ઔષધોને બારીક વસ્ત્રગાલ કરીને બાદ ગોલ ૧૦ તોલા લઇ તેમાં મધ ૧૦ તોલા નાંખી તે બન્નેનો ચાસ કરવો તેમાં જરા ઘી નાંખવું બાદ (ગોલ પાપરી જેવો ચાસ થાય ત્યારે) ઉપલી દવાઓ નાંખવી ને ખુબ એક રસ કરી ગોલપાપડી જેવું થાય કે ઉતારવું (કુમારનો ગર બી તેમાંજ પ્રથમથીજ નાંખવો) બાદ તેનાં ઝીણા ઝીણા તુકડા કરી પોહોળા મોઢાની શીશીમાં ભરી રાખવાં તેમાંથી દીવસમાં બે ત્રણ વાર (ચુસ્તા રહેવું ૦। તોલો સુમારે ખાવું.)

## "ચક્કર તથા ભમરી આવે તેની દવા."

| | | |
|---|---|---|
| એલચી દાના | ... તોલો. | ૧ |
| જેષ્ઠી મધ | ... " | ૧ |
| આસકંદ | ... " | ૧ |
| ગોખરૂ | ... " | ૧ |
| કાંસની | ... " | ૧ |
| પીંપલી | ... " | ૩ |
| નાગ કેસર | ... " | ૧ |
| બાલ હરતકી | ... " | ૧ |

આ સર્વેને વસ્ત્રગાલ કરી તેમાંથી દીવસમાં બે વાર ૦॥ અરધો તોલો ખાવું તથા ઉપર દુધ ગરમ કરીને પીવું તો થોડા દીવસમાં રોગનો નાશ થઇ મસ્તકની ઘુંમરીનો રોગ નાબુદ થશે.

## "અંતર ગલની દવા."

(અગાઉ હાતના સાંધા ઉતરી જાય છે તેનો લેપ લખીયો છે.) તે લેપ તથા તે પર તમાખુનું પાનરૂં બાંધીને અંતરગલને લગાડવું. તો રોગનો નાશ થાય છે. તથા નીચલી દવા ખાધાથી સર્વે પ્રકારનાં અંતરગલનાં રોગ દુર થાય છે.

| | તોલો |
|---|---|
| બાલ હરતકી ... ... | ૦ા |
| હલદર ... ... | ૦ા |
| દારમરીનાં પાતરાં... ... | ૦ા |
| વાય વીડીંગ ... ... | ૦ા |
| તાજુ (ગોમુતર)... ... | ૧ |

આ સર્વે એકરસ કરીને રોજ સહવારે પીઇ જવું. એવું ચાલુ થોડા મહીનાં કરતાં રહેવું તો ગમે તેવો રોગ નાશ થાય છે.

---

## " વસુરીનો ઉપાય. "

| | તોલા. |
|---|---|
| ગંધક ... ... ... | ૧ |
| કુચલો ... ... ... | ૧ |
| આંબાહલદ ... ... | ૧ |
| કનેરનીજડ ... ... | ૧ |
| ધતુરની જડ ... ... | ૧ |

આ સર્વેને ગોમુત્રમાં ખુબ ધસીને તેનો જાડો લેપ વસુરીપર તથા તેની આજુબાજુએ કરવો. એવું થોડા દીવસો કરીયાથી તે રોગ સારો થશે ને માંસનું ઉંચાપણુ જતું રહેશે.

---

## " આંગપર પીત્તં ઉભરાઇ આવે તેનો ઉપાય. "

| | તોલા. |
|---|---|
| કડુ લીંબડાનાં પાતરાં ... | ૧૦ |
| નેત્રવાલો... ... ... | ૧૦ |
| આંબાહળદ ... ... | ૫ |
| ખડીસોંઠ ... ... | ૧૦ |
| કડુ જીરૂ ... ... | ૫ |
| ચંદનનો વેહર ... ... | ૫ |

આ સર્વેને ઘણા પાણીમાં નાંખી ઉકાલવું. બાદ તે પાણીથી સ્નાન કરવું. દીવસમાં બે વાર કરવું તો વરત પીત્તનો જોશ નરમ પડીને રોગીને આરામ થાય છે તથા નીચલી દવા ખાવાનાં ઉપયોગમાં લેવી.

| | | તોલા. |
|---|---|---|
| સુંઠ | ... ... ... | ૧ |
| કાકડાસીંગ | ... ... | ૧ |
| વરીયાલી | ... ... | ૩ |
| પીંપલી... | ... ... | ૧ |
| જેષ્ટમધ | ... ... | ૧ |

આ સર્વેનો વસ્ત્રગાલ ભુકો કરી તેમાંથી ૦।। તોલા લઇ સાકર નાંખીને ખાવું એવું દીવસમાં બે ત્રણ વાર ખાવું

---

## " નજલાનો ઉપાય. "

| | | તોલા |
|---|---|---|
| આમલા સુકા | ... ... | ૧૦ |
| બડીસોંફ | ... ... | ૫ |
| જેષ્ઠીમધ | ... ... | ૫ |
| ભાંગરો... | ... ... | ૫ |
| બાલહરતકી | ... ... | ૫ |

આ સર્વે દવાઓને બારીક વાટીને વસ્ત્રગાલ કરીને તેમાંથી દીવસમાં ત્રણવાર ઘી તથા મધ વીસમ ભાગે લઇને અરધો અરધો તોલો ખાવી.

---

## કાનનાં રોગ પર નીચલું તેલ ઘણુ ઉપયોગી છે.

| | | તોલા |
|---|---|---|
| આંબાહલદ | ... ... | ૧ |
| ફતકડી | ... ... | ૧ |
| તાકણખાર | ... ... | ૧ |
| લસન ... | ... ... | ૧ |
| આકડાનાં પાતરાનો રસ | ... | ૧ |
| ગલગોતાનો રસ... | ... | ૧ |
| કરંજનું તેલ | ... ... | ૧૦ |

પ્રથમ કઢાઇમાં કરંજનું તેલ નાંખી તેમાં, રસ તથ લસન નાંખી ઉકલાવું બાદ બીજી દવાઓનો ભુકો નાખીને પાકું ઉકાલવું. બાદ તે સર્વે દવા બરી જાય કે ઉતારીને થંડુ પાડવું ને તેલ ગાલીને લેવું. આ તેલનાં ૩ ત્રણ ૩ ત્રણ ટીપ્પાં કાનમાં નાંખવાથી કાનનાં સર્વે પ્રકારના રોગ પું તથા ઘાત્ર, તથા સુજ, તથા અવાજ બંધ થઇ જવો, તથા કીડા પડીયા હોય છે તે સર્વે રોગપર ઘણું સારૂં કામ આપે છે.

---

## "આંખનાં રોગની દવા."

| | તોલો. |
|---|---|
| ફટકી ફુલવેલી ... ... | ૧ |
| ખડીસાકર ... ... | ૧ |
| બાલહરતકી ... ... | ૧ |
| કપૂર ... ... | ૧ |
| એલચીદાનાં ... ... | ૧ |
| દારમનો રસ ... ... | ૧૦ |

આ સર્વે દવાઓને બારીક વસ્ત્રગાળ કરી બાદ દારમનાં રસને પાંચ વાર કપડામાંથી ગાલી લેવો. બાદ તેમાં ઉપલી દવાઓ મીશ્રકરી મજબુત બુચની બાતલીમાં ભરી રાખવી. બાદ તેમાંથી થોડી દવા આંગલી પર લઇ આંજવી તો નેત્રનાં સર્વે પ્રકારનાં રોગોનો નાશ થઇ આંખો તારાના જેવી પ્રકાસીત થાય છે. જેમ જેમ દવા જુની થાય તેમ વધારે સારી થાય છે.

---

## "અવાજ બેસી જાય તેની દવા."

| | તોલો. |
|---|---|
| જેષ્ઠીમધ ... ... | ૧ |
| જીરૂ ... ... | ૧ |
| એલચીદાના ... ... | ૧ |
| કુમારનો ગર ... ... | ૧ |
| ફેરવાસી ... ... | ૧ |
| ધાણા ... ... | ૧ |
| આંબાના પાતરા ... | ૩ |
| ખડી સાકર ... | ૨૦ |

પ્રથમ સાકરનો જરા ઘી નાંખીને પાક કરવો બાદ ઉપલી સર્વે દવાઓને બારીક પીસ્સીને તેમાં નાંખી ગોલ પાપડી જેવું બનાવવું ને તેમાંથી બે-૩ ત્રણ વાર ॥ તોલા તોલાનાં સુમારે ચુસતા જવું તો થોડા દીવસમાં અવાજ સુધરી જાય છે.

---

## "બાત સરપનો ઉપાય"

આ રોગ ગલાંમાં થાય છે. તેથી માનસથી બીલકુલ ખવાતું તથા ગલાતું નથી ને દમ લેવાનાં બી વાંધા પડે છે. ત્યારે નીચલો ઉપાય કરવો.

(ગૌરી) નામનું ઝાડ થાય છે. તેની મુળી લાવીને તે પેલા માનસનાં ગલામાં ફેરવવી તથા નીચલી દવાઓનો ધુમાડો ગલામાં આપવો.

| | | | તોલા. |
|---|---|---|---|
| અજમો | ... | ... | ૧ |
| લોબાન | ... | ... | ૧ |
| આંબાહલદ | ... | ... | ૧ |
| બાવચા | ... | ... | ૧ |
| કડુ ઝેર | ... | ... | ૧ |

આ સર્વે દવાઓનો ભુકકો કરીને તેને આતસપર મુકી તેનો ધુમાડો ગલામાં લેવો. દીવસમાં બે ત્રણ વાર થોડો થોડો આપવો તો રોગ થોડા દીવસમાં નાશ થાય છે.

## "ઉપાય ઉંઘ ઘણી આવતી હોય તેને અટકાવવાનો."

કંટકટારીની મુળી લાવીને થોડા દીવસ સુધી રોજ રાતે પાણી સાથે ઘસીને આંજે તો બહુ ઉંઘ આવતી અટકે.

## "ઉંઘ લાવવાનો ઉપાય.

| | | | તોલા. |
|---|---|---|---|
| સેકેલી ભાંગ | ... | ... | ૧ |
| કપૂરકાચલી | ... | ... | ૧ |
| એલચીદાનાં | ... | ... | ૧ |

આ સર્વેને વસ્ત્રગાલ કરી તેમાંથી રોજ રાતે સુતી વખ્તે ૦ા તોલો ખાય સાકર સાથે તો થોડા દીવસમાં બહુ આરામ થાય.

## "રાત આંધલાનો ઉપાય."

પુત્ર જીવીનું બીજ તથા ચીમેડ આ બન્નેને વાટીને તેનું આંખમાં અંજન કરે તથા લીલાં અંજીર ખુબ પેટ ભરતા ખાય એવું ૩ દીવસ કરે તો રાત આંધલાપણું જાય ને આંખને બહુ તેજ આવે

## "હૃદય રોગનો ઉપાય"

પોહલાં નાગરવેલનાં પાનનો રસ (૧૦૦) પાન લેવા.

| | તોલો. |
|---|---|
| બંસ લોચન ... | ... ૧ ,, |
| એલચીદાના ... | ... ૧ ,, |
| રૂમીમસ્તગી ... | ... ૧ ,, |
| જાવપત્રી ... | ... ૧ ,, |
| મધ ... ... | ... ૩ ,, |
| કસ્તુરી ... ... | ૧ માસો |
| પીંપલી લીંડી... | .. ૩ તોલા |
| અક્કલગરો ... | ... ૩ ,, |

આ સર્વેને બારીક વાટીને બ્રાન્ડીમાં મીશ્ર કરીને થોડા દીવસ ગરમ જગાયે રાખી મુકવું. બાદ તેને ગાલી લઇ તેમાંથી દીવસમાં બે ૩ ત્રણ વાર એક એક મોહોતો ચમચો ભરીને થોડું પાણી નાંખીને પીવું-(બ્રાન્ડી એક બાતલી ભરીને લેવી) આ દવાથી તેવા રોગીને ભુખ વગેરે જાસ્તી લાગી હાર્ટ મજબુત થાય છે ને તાકાત આવે છે.

---

## "અતીસાર-સંગ્રહણીનો ઉપાય."

| | તોલો. |
|---|---|
| જીરૂ ... ... | ... ૧ |
| જેષ્ઠીમધ ... | ... ૧ |
| અટક્કખરો ... | ... ૧ |
| સુંઠ ... ... | ... ૧ |
| મરી ... ... | ... ૧ |
| જાયફલ ... | ... ૧ |
| જાયપત્રી ... | ... ૧ |
| કંકોળ ... ... | ... ૧ |
| કપુરકાચલી ... | ... ૧ |
| મોચેરસ ... | ... ૧ |
| સુપારીના ફુલ ... | ... ૧ |
| ચીંચોકા ... | ... ૧ |
| ગંધક આમલસર... | ... ૧ |

આ સર્વેનું બારીક વસ્ત્રગાલ ચૂર્ણ કરી તેમાંથી ૦॥ તોલો લઇ તે ચૂર્ણને ૨૦ તોલા છાસમાં પકાવવું ને તે સર્વે છાસ બરી જાઇ માવા જેવું થાય ત્યારે ઉતારી લઇ તે સર્વે એક રોગીયે દીવસમાં બે વાર મલીને ખાવું. એવું થોડા દીવસ ખાવાથી પેટનો તમામ વીકાર નાબુદ થઇને આંતરડાં મજબુત થઇ ખોરાક પચાન સારો થઇ રોગ નાબુદ થાય છે.

## નારૂ. (વાલાની) દવા.

નારૂ થયો હોય ત્યાં ચુનો તથા મરચીનું ગું તથા ગોલ સાથે મીશ્ર કરી બાંધવુ તથા આંકડાનાં પાતરાનો એક કુમલો ઓખો તોડીને ગોલમાં મેલવીને ખાવા આપવો તો નારૂનો રોગ નાબુદ થય છે. દન ત્રણ સુધી આપવું.

## ભુખ લાગવાની દવા ( અગ્નીમાંદ્ય હોય તેની ).

| | તોલો. |
|---|---|
| એલચી દાના ... ... | ૧ |
| સેકેલી ભાંગ ... ... | ૩ |
| સુંઠ ... ... ... | ૧ |
| મરી ... ... ... | ૧ |
| પીંપલી ... ... | ૩ |
| અક્કલખરો ... ... | ૩ |
| બંસલોચન ... ... | ૧ |
| દારમછાલ ... ... | ૧ |
| બાલહરતકી ... ... | ૧ |
| દાલચીની ... ... | ૧ |

આ સર્વેનું વસ્ત્રગાલ ચૂર્ણ કરી તેમાંથી ખાવાની અગાઉ. ૦ાા કલાક લેવું. સુમારે ૦ા તોલો લેવું. ઉપર એક પાણીનો ઘોંટ પીવો. એવું થોડા દીવસ કીધાથી ઘણી ભુક લાગવા માંડે છે ને અન્ન સારૂ પચે છે. ને રોગ નાબુદ થાય છે.

## " લોહી ઝાડાનો ઉપાય. "

| | તોલો. |
|---|---|
| આંબાપરની બીડુકલીના પાતરા | ૧ |
| જીરૂ ... ... ... | ૧ |
| કોથમરી લીલી ... ... | ૧ |
| ખડીસોફ ... ... | ૧ |
| મોચરસ ... ... | ૧ |
| ઘાયતીના ફુલ ... ... | ૧ |
| ખડીસાકર ... ... | ૫ |

આ સર્વેને બારીક વાતીને દુધ સાથે પીવું. દીવસમાં બે ત્રણ વાર પીવું સુમારે ૨ તોલા દવા એક એક વખ્તે લેતા જવી તો લોહીના ઝાડા બંધ થઈ આરામ થશે.

## "કરૂંમસન (ખઇ) રાજક્ષમાનો ઉપાય."

ફ્ન્યા નીવડુંગર્નાં લાલ ફુલનો રસ ૧ તોલો. ભુરીંગનીનો રસ ૧ તોલો તથા અડુલસાનાં પાતરાંને ખાલી બાફી તેને નીચોડીને રસ કાઢવો ને ૨ તોલા તથા ૦। તોલો પીંપલી લીડીનું ચૂર્ણ તથા ૦। તોલો કાકડસીંગનું ચૂર્ણ આ સર્વેને એક રસ કરી ખઇવાલા રોગીને આ સર્વે દવા દીવસમાં ૩-ચાર-વાર મલીને પીવાડવી ને જો રોગીને ઝાડા સુરૂ થયા હોય ત્યારે ઉપલીજ દવા તથા તે વતરોગે નીચેનું ચૂર્ણ ખવાડવું.

| | તોલો. |
|---|---|
| ક્ષીરાદખન ... ... | ૦। |
| જાયફલ ... ... | ૦। |
| મોચરસ ... ... | ૦। |
| સોપારીના ફુલ ... ... | ૦। |
| સાકર... ... ... | ૧ |

આ સર્વેનું ચૂર્ણ કરી તે સર્વે ચૂર્ણ દીવસમાં બે ત્રણ વાર મલીને ખવડાવી દેવું. દીવસ ૪૧ સુધી ખવાડીયાથી આ રોગ સારો થશે ને ઘણી સારી તંદરોસ્તી થશે.

તાપ રોગીને આવે તોબી ઉપલીજ દવા આપવી તથા રોગીને ઠંડું ખવડાવવું નહી ને સરદી લાગવા દેવી નહી ને ખાતું ખોરૂં ખાવાની પહેરજ કરવી. દુધ કમ આપવું (સેરવો વીગેરે ખોરાક આપવો.)

---

## દીવસમાં બહુ પીસાબ થતી હોય (વારંવાર) તેનો ઉપાય.

| | તોલા. |
|---|---|
| કાડીયા લોબાન ... ... | ૫ |
| સફેદ તલ ... ... | ૧૦ |
| અંજમો ... ... | ૩ |
| (ખારક થરીયા કાઢીને) ... | ૫૦ |
| ઘી ... ... ... | ૧૦ |

આ સર્વેને બહુજ બારીક કુતીને પાક જેવું કરી બરનીમાં ભરી રાખવું ને એમાંથી રોજ બે વાર સહવાર સાંઝાજ ખાવું એક એક તોલો. ઉપર ગરમ દુધ પીવું ખાતુ ખોરૂ ખાવું નહીં. એ દવા પર દીવસમાં પાંચ પાંચ તોલા ઘી ખાવું તો ઘણોજ જલદી ઉપલા રોગને આરામ થઇ શરીર મજબુત થાય છે.

## " નામર્દાઇનો ઉપાય. "

| | તોલો. |
|---|---|
| ગોરખમુંડી ... ... | ૧ |
| ખોકલી— ... ... | ૧ |
| સીલાજીત ... ... | ૨ |
| એખરો ... ... | ૧ |
| ગોખરૂ ... ... | ૧ |
| નીરગુંડી ... ... | ૧ |
| સુંઠ ... ... ... | ૧ |
| સતાવર ... ... | ૧ |
| રૂમીમસ્તગી ... ... | ૧ |
| કંકોળ ... ... ... | ૧ |
| બંસલોચન ... ... | ૧ |
| અક્કલખરો ... ... | ૧ |
| પીંપલી લીંડી ... ... | ૧ |
| આસકંદ ... ... | ૧ |
| વરધારો ... ... | ૧ |
| કુવચબીજ ... ... | ૧ |
| નાગકેસર ... ... | ૧ |
| મરી ... ... ... | ૧ |
| હીરાદખણુ ... ... | ૧ |

આ સર્વે દવાઓને વસ્ત્રગાળ કરી તેમાંથી ૧ તોલો લઇ તેમાં ૬ તોલો સાકર નાંખીને ખાવું તથા દીવસમાં સુમારે પાંચ તોલા ઘી ખાવું ને ઉપર દુધ પીવું. એવું ૪૨ દીવસ ખાધાથી શરીર પુષ્ટ બળવાન થઇ મર્દાઇ ઘણી વધે છે ને સંભોગ કરતાં આનંદ પ્રાપ્ત થાય છે. ખાટુ ખોરૂ-વીગેરે બાધક પદાર્થો ખાવા નહી. જેમ બને તેમ મેહનત તથા કસરત કરીને દવાને શરીરમાં પચાવવી. જો પાચન થાય તો દીવસમાં બે ત્રણ વાર દવા ખાવી તેમ તેમ ઘી ખાવાનું વધારવું. જેમ ઘી ખાસો તેમ જાસ્તી ફાયદો થશે.

---

## " બાળંત રોગનો ઉપાય " ( અનિયમીત અટકાવ આવે.)

સ્ત્રીએ બચ્ચાંનો જન્મ આપીયા પછી અંદરનાં અવયવો પર ઘણુ દબાન પડવાથી આ રોગ થાય છે ને બહુ લવાતી, જઇ બચ્ચાનુ પોષણુ કરી શકતી નથી. અટકાવ અનિયમીત આવે છે. શરીર કૃપ થાય છે. ભુખ જતી રહે છે, તેનો ઉપાય.

| | | | તોલા. |
|---|---|---|---|
| સુંઠ ... | ... | ... | ૧ |
| મીરી ... | ... | ... | ૧ |
| અક્કલખરો | ... | ... | ૧ |
| પીંપલી... | ... | ... | ૧ |
| મંજીઠ ... | ... | ... | ૩ |
| કાંચનવૃક્ષની છાલ... | | ... | ૩ |
| રાસ્ના ... | ... | ... | ૩ |
| બડીસોફ | ... | ... | ૩ |
| ધમાસો... | ... | ... | ૩ |
| એલચીદાના | ... | ... | ૧ |
| કંકોળ ... | ... | ... | ૧ |
| ગુલવેલ... | ... | ... | ૩ |
| બાળહરતકી | ... | ... | ૧ |
| સુવા ... | ... | ... | ૧ |
| વાવડીંગ | ... | ... | ૩ |

આ સર્વે ઔષધોને કુતીને એનો અગાઉ જણાવ્યા પ્રમાણે કાઢો કરવો તે કાઢો દીવસમાં બે વાર ૨½ અઢી તોલા પીવો ને ખાતું ખોરૂ ઠંડું ખાવું નહી તો આ રોગનો નાશ થઈ તે સ્ત્રીની તબીયત ઘણીજ સરસ થઇ રક્ત વધે છે ને સર્વે વાતે આનંદ થાય છે. આ કાઢો બે બે મહીના સુધી ચાલુ પીયા કરવો ઘણો ગુણકારી છે.

## 'પીસાબ બંધ થઇ હોય તેનો ઉપાય."

| | | | તોલા. |
|---|---|---|---|
| એલચીદાના | ... | ... | ૦I |
| બંસ લોચન | ... | ... | ૦I |
| કેલનોખાર | ... | ... | ૦I |
| જવખાર | ... | ... | ૦I |
| નાગરમોથ | ... | ... | ૦I |
| કલમીસોરા | ... | ... | ૧ |
| છાસ ... | ... | ... | ૨૦ |

ઉપલી દવાનો વસ્ત્રમાલ ચુર્ણ કરી છાસમાં ઉકાલી ને પેલા માનસને તે છાસ સાથે પીવા આપવી તો ઘણી ખુલાસેવાર પીસાબ જોરમાં થશે ને અંદર કંઇ અડચણ થઇ હોશે તે નાબુદ થશે. ને ઘણી પીસાબ લાવશે બ્લાડર સાફ થશે.

## " ઉન્હાલી ( પીસાબમાં બલતરા થાય તેનો ઉપાય )."

| | તોલો. |
|---|---|
| સરપંખા ... ... | ૧ |
| ચંદનનો વેહર ... ... | ૧ |
| એલચીદાના ... ... | ૧ |
| બંસલોચન ... ... | ૧ |
| વાલો ... ... ... | ૧ |
| કપૂરકાચલી ... ... | ૧ |
| કાડો ખાવાનો ... ... | ા |

આ સર્વેનો કાઢો કરી તે પીવાથી ઈંદ્રીમાં થતા બળતરા તથા દાહનો નાશ થાય છે ને રોગીને બહુ આરામ થઇ સુખ લાગે છે. રોગીએ ઉસ્ણુપદાર્થો ખાવા નહીં. બે ૩ ત્રણ દીવસ આય દવા પીવી.

## " પ્લેગનો ઉપાય. "

જેવી પ્લેગની ગાંઠ દેખાય કે તરત તે ગાંડપર નીચલો ઉપાય કરવો.

ચીત્રક મુલ... ... ...
કુચલાનુ બીજ ... ...
કાજુનુ બીજ ... ...
કબુતરનું ગુ ... ...
અફીમ ... ... ...

આ સર્વે દવાઓને ગોમુત્રમાં ખુબ ઘસીને તેમાં જરા ગોલ નાંખીને જાડો જેવો લેપ પ્લેગની ગાંડપર કરવો. દીવસમાં બે ત્રણ ચાર વાર લેપ ( ગરમ કરીને. ) ( ખડખડાવીને ) લગાડવો તથા અગાઉ લખા ગયેલો કાઢો ( સર્વે જાતના તાવપર ચાલે છે ) તે ઉકાલીને દીવસમાં બે ત્રણ વાર ચાલુ આપતાં રહેવો. તથા આ રોગીને એ દવા વખ્તે બીલકુલ દુધ પીવા આપવું નહીં, ( તો રોગી સારો થશે.

## (ઉંબાલું તથા ગડગુમરા પકાવવાનો મલમ)

| | તોલા. |
|---|---|
| લસન ... ... ... | ૧ |
| રાઇ ... ... ... | ૧ |
| અજમો... ... ... | ૧ |
| પાપતખાર ... ... | ૧ |
| એલીયો ... ... | ૧ |
| સીંદુર ... ... ... | ૧ |
| ગંધાબેરોજ ... ... | ૧૦ |
| મીણુ ... ... ... | ૫ |

પ્રથમ કથણ તથા નરમ દવાઓને બહુજ બારીક પીસી નાંખી એક કઢાઇમાં મીણુને નાંખી તેને ચુલે ચઢાવી તે પીગલીયા બાદ તેમાં ગંધા બેરોજા નાંખી તે મલી રહ્યા બાદ તેમાં સીંદુર નાખી તે મીશ્ર થયા બાદ બાકીની ચીજો નાંખી ખુબ ઘોટી ને એકત્ર કરીને ઉતારવું ને

કાગજની નલીમાં રેડીને મલમની (સ્ટીક) કરવી. એમાંથી જરાસો લઇ કપડાની પતીપર લગાડી ગરમ કરીને જયાબી ગડ, ઉબાલું, ગુમડાં હોય ને નહી પાકતા હોય ત્યાં લગાડવી તો તે થોડા દીવસમાં પાકીને ફુતી જશે. (જો મલમ બનાવતાં ઘણો કઠણ થઇ જાય તો) (મીણુ મધમાંખીનું) તથા ગંધાબેરોજા જાસ્તી ઉમેરવો. આ ઘણો સારો મલમ થાય છે.

## ઘાહ રૂઝાવવાનો મલમ

| | | | તોલા. |
|---|---|---|---|
| એલચીદાના | ... | ... | ૨ |
| કપૂરે | ... | ... | ૨ |
| કાઠો ચીનીયો | ... | ... | ૨ |
| ક્યાલોમેલ | ... | ... | ૨ |
| આસીડકીસ્રોફાન | ... | ... | ૧ |
| મીણુ મધમાખનું | ... | ... | ૧૦ |
| ગંધાફેરોજા | ... | ... | ૧૦ |
| બોરીક આસીડ | ... | ... | ૧ |

આ સર્વેનો ઉપર પ્રમાણેજ મલમ બનાવવો. આ મલમ ઘાહ રૂઝાવ-વામાં સારો છે.

## (ખરાબ રોગથી બદ ઉત્પન થાય તેનો ઉપાય.)

| | | | તોલા. |
|---|---|---|---|
| પપાવુંનો ચોક | ... | ... | ૧ |
| અફુ | ... | ... | ૧ |
| હીંગ | ... | ... | ૧ |
| લોબાન | ... | ... | ૧ |
| ગંધાફેરોજા | ... | ... | ૧ |

આ સર્વેને એકત્ર કરી ખુબ કુટીને મલમ જેવો બનાવવો તથા એની પત્તી તે જગાપર લગાડવી ને જરા સેકવું એવી ત્રણ પતી મારવાથી બદ સારૂ થશે. (ખાટુ ખારૂં ખાવુ નહીં.)

## કોલેરાની દવા.

| | તોલા. |
|---|---|
| કપુર ... ... ... | ૨ |
| હીંગ ... ... ... | ૨ |
| અફીમ... ... ... | ૧ |
| જાયફલ... ... ... | ૧ |
| જાયપત્રી ... ... | ૧ |
| એલચીદાના ... ... | ૧ |
| ધતૂરબીજ ... ... | ૦। |
| કાંદાનાં બીજ ... ... | ૧ |

આ સર્વે દવાઓને બારીક પીસ્સીને કોલનવાતરની ચાર બાતલી લઇ તેમાં ઉપલી દવા ભીજાતી નાંખવા. દીવસમાં ચાર પાંચ વાર દવાને હલાવતા જવું. એ દવા (પંદર દીવસથી ૩૦) દીવસ સુધી રાખી બાદ તેને બીજી બાતલીમાં ગાલી લેવી ને એ દવાનાં ૩૦-થી-૧૦૦) તીપાં કોલેરાવાલાને આપવા દીવસમાં બે ત્રણ વાર આપવું. મધ સાથે. (દુધ પીવું. નહી,) તો કોલેરા નાબુદ થાય છે. (મોરચી બી સારી થાય છે.)

## મોરચી તથા બદ હજમી તથા કોલેરાની દવા.)

ઉપલી કોલેરાની દવા જણાવી છે તે દવાનોબી ઉપયોગ કીધાથી આ રોગ સારો થાય છે મધ સાથે મેળવીને (૩૦-થી-૧૦૦) તીપ્પાં પીવા. દીવસમાં બે ત્રણવાર પીવું. જો આ દવા તયાર નહી હોય તો તેમાની જણાવેલી સર્વે દવાઓને બારીક વાતીને તેમાંથી (૧) (આની ભાર) બે વાલ ચુર્ણ મધ સાથે મેલવીને ખાવું. તોબી રોગ સારો થશે. કોલેરાપરબી આપવું. (મધ તથા થોડા કોલનવોટર) સાથે મેળવીને આપીયાથી બહુ ફાયદો થાય છે.

## (હીચકી તથા અડગરીનો ઉપાય.)

| | તોલા. |
|---|---|
| સુંઠ ... ... ... | ૧ |
| મરી ... ... ... | ૧ |
| અકકલખરો ... ... | ૧ |
| પીપલી ... ... ... | ૧ |
| સુવા ... ... ... | ૩ |
| કેરવાસી... ... ... | ૧ |
| આંબાહલદ ... ... | ૧ |

આ સર્વેનો બારીક વસ્ત્રગાલ ભુકો કરી તેમાંથી ૦ તોલાના સુમારે મધમાં મેલવીને ચાતવું તથા ઉપર ગરમ પાણીનો ઘોત પીવો. એવું થોડા દીવસ કીધાથી ઉદરમાં થનો વાયુનો ઉપદ્રવ નાશ થઇને અડગરીનો આજાર નાશ પામસે. આ દવા દીવસમાં બે ત્રણ વાર ખા(.

## ( કેસતુરો. ) તેનો ઉપાય.

| | | તોલો. |
|---|---|---|
| ગુલબાસનો પાલો... | ... | ૧ |
| તાકનખાર | .. ... | ०। |
| અજમો | ... ... | ०। |

આ સર્વેને બારીક વાતીને કેસતુરાપર લગાડવો તથા બાંધી રાખવું તો તે થોડા દીવસમાં સારો થશે ને રોગ નાશ થશે.

---

## ઝાડપરથી તથા કોઇબી ઉંચાનપરથી પડીયાની દવા.

ઉંચાનપરથી પડવાથી આંગ થપકાવાથી ઘણું દુઃખનું આવે છે, તેવે વખતે તાબડતોબ તે માનસને આખાં આંગે, અલસીનો સેક કરવો. લોઢીપર ભુજીને કપડામાં લપેતીને સેકવો. ખુબ સેક કરવો અલસી બે ચાર પાછલી લેવી ને ખુબ સેકવું બાદ હુસીયારીમાં આવતાં નીચલી દવા પાવી.

| | | |
|---|---|---|
| બ્રાંન્ડી ... | ... | ૧ ઔંસ |
| | | તોલો. |
| મધ ... | ... ... | ૧ |
| હલદ ... | ... ... | ०। |
| ઈંડુ એક મીકસ કરીને | | (૧) |
| પીપલી... | ... ... | ०। |

આ સર્વે એકત્ર કરી પાવી.

એવું ૩ ત્રણ ત્રણ કલાકે પાવું

તથા આખા આંગે નીચલો મસાલો ચોલવો.

---

## ( મસાલો. )

| | | તોલો. |
|---|---|---|
| અજમો | ... | ... ૫ |
| આંબાહલદ | ... | ... ૧૦ |

આ બંનેને એકત્ર કુતીને રમ દારમાં મેલવી આખ્ખા દીલે ચોપડવી તો આરામ થશે.

---

## "ઉપાય માર લાગીને દીલમાં તથા કેલજામાં લોહી બંધાયું હોય."

નીચલી દવા ખાવામાં લેવી.—

| | | |
|---|---|---|
| | ઔંસ. | |
| બ્રાન્ડી... ... ... | ૧ | આ સર્વેને બારીક વાતીને મધ તથા બ્રાન્ડીનમાં મીશ્ર કરીને રોગીને પાવી. દીવસમાં ૨–૩ વાર પાવી. તબીયત જોઇને પાવી. જો કલેજામાં દુખાય તો દવા (૨) બે વાર પીવા પછી હલકો જુલાબ આપવો. દરદીને ગરમ રાખવો. તો રોગ જઇને આરામ થશે. |
| | તોલો. | |
| આંબાહલદ ... ... | ૦। | |
| અજમો ... ... | ૦। | |
| સુવા ... ... ... | ૦। | |
| નીરગુડી ... ... | ૦। | |
| નવસાગર ... ... | ૦। | |
| મધ ... ... ... | ૧। | |

---

## "બાલ વધવાનું તેલ."

| | | |
|---|---|---|
| | તોલો. | |
| સોહોજનું ખોપરેલ ... | ૨૦ | આ સર્વેને એકત્ર કરી તેમાંથી રોજ દીવસમાં એકાદ વાર બાલને ખુબ ચોલી ચોલીને ભરવું તો તેથી સર્વે પ્રકારનાં મસ્તકનાં રોગ આંખના રોગ બાલ ખરી પડવા ખોગે જુ વીગેરે જઈ બાલ ઘણા વધીને મજબુત થશે ને ઘણું સારૂ લાગશે. |
| કપૂરનું તેલ ... ... | ૨꠱ | |
| એલચીનુ તેલ ... ... | ૧ | |
| તાકણખાર ... ... | ૧ | |
| ચંદનનું તેલ ... ... | ૨꠱ | |
| આલીક આસીડ ... ... | ૧꠱ | |
| દોઢીનાં બીજનું તેલ ... | ૧ | |

---

## "શરીરમાં ઘણો પસીનો થતો હોય તેનો ઉપાય."

| | | તોલો. |
|---|---|---|
| સુવા ... | ... | ... ૧૦ |
| અજમો | ... | ... ૧૦ |
| નીરગુંડી | ... | ... ૧૦ |
| સુંઠ... | ... | ... ૫ |
| મરી | ... | ... ૫ |
| અક્કલખરો | ... | ... ૫ |
| પીંપલી લીંડી | ... | ... ૫ |
| જાયપત્રી | ... | ... ૫ |

આ સર્વેને બારીક કરી એમાંથી દીવસમાં ત્રણ વાર ૦। તોલાના સુમારે હર વખ્તે ખાવું. ઉપર દુધ યા ગરમ પાણીનો ઘુંટ પીવો તથા એજ દવામાંથી ૨ તોલા દવા લઇ એક દેગડી ભરીને પાણીમાં ઉકાલી તેથી સ્નાન કરવું તો થોડા દીવસમાં રોગ જઇ આરામ થશે.

## "શ્રમ થવાથી આમ ચઢીયો હોય તો."

| | | તોલો. |
|---|---|---|
| કંકોળ | ... | ... ૩ |
| સુવા ... | ... | ... ૩ |
| અક્કલખરો | ... | ... ૩ |
| પીંપલી | ... | ... ૩ |
| કેસર ... | ... | ... ૧ |
| ધમાસો | ... | ... ૩ |
| નીરગુંડી | ... | ... ૩ |
| અંજીર | ... | ... ૩ |

આ સર્વે દવાઓને બારીક વસ્ત્રગાલ કરી તેમાંથી ૦। તોલો લઇ મધ સાથે મેલવીને ચાતવું. દીવસમાં ત્રણ વાર ચાટવું તથા એજ ચુર્ણમાંથી ૨ તોલા લઇ એક ડેગડીભર પાણીમાં નાંખી તેને ઉકાલી તે પાણીથી નાહાવું તો ઉપલો આંમ વાત સારો થશે ને શરિરને સુખ લાગશે.

## "રકતપીત્તી મહાદોષની દવા."

સત્યાનાસીનાં પંચાગનો રસ, ૫ તોલા.
કાંદાનો રસ ૩ તોલા.
આ બન્નેને એકત્ર કરી રોગીને પીવાડવો તો તેથી ઘણા સારા થશે.

( નહી ખમાય ત્યારે તેને ઘી તથા સાકર ખાવા આપવી તે ઝાડા બંધ થશે ) બાદ તે રોગીને ૩ તન દીવસ સુધી ગાયનાં છાણમાં બેસાડવો, બાદ તેને કાઢીને પાછી ઉપલી દવા આપવી એવી રીતે ૩-૪-૮ દીવસ અંતરે ઉપલીજ દવા આપીયા કરવી તથા નીચલી દવા રોજનાં ઉપયોગમાં આપવી.

| | |
|---|---|
| કરંજનું મુલીયું ... ... | |
| લીંબડાનું મુલીયું ... ... | |
| કવીટનાં ઝાડનું મુલીયું... ... | |
| અરજુન સાદડાનું મુલીયું ... | |
| રક્ત ચંદન ... ... ... | |
| રક્ત રોહીડો ... ... ... | |
| આંબાહલદ ... ... ... | |

આ સર્વે મુલીયા લાવીને તેને ગોમુત્રમાં ઘસીને સુમારે ૦ાા તોલો રોજ પીવા આપવું તથા એજ મુલીયાને પાણીમાં ઘસીને તેનાં સર્વે આંગને લેપ કરવો તો આ માહા-રોગ બીલકુલ સારો થશે. આ માનસને રોજ ખાવામાં ચણાનોજ ખોરાક આપવો. બીજો કોઇબી જાતનો ખોરાક આપવો નહીં.

---

## " હડખાં કુતરાંનો ઉપાય. "

| | તોલો. |
|---|---|
| અંકોલ વૃક્ષની છાલ ... | ૩ |
| રાજાવૃક્ષની છાલ ... | ૩ |
| ઘોડા વજ ... ... | ૧ |

આ સર્વેને વાતીને કાઢો કરવો. તે કાઢો સુમારે ૫ થી ૧૦ દશ તોલા કુતરા ચાવેલા મનુષ્યને પાવો. થોડા વખ્તમાં તેને ઉલટી થશે ને બધું ઝેહેર નીકલી જશે. જો ઉલતી નહી થાય તો પાછો પાવો. એ પ્રમાણે ત્રણ વાર પાવો તો તમામ રોગ તથા ઝેહેર નાબુદ થઇ કોઇ વાતની તકલીફ થશે નહી. આ ઉપાય ૩ તન દીવસ સુધી કરવો."

---

## "સર્પ દંશનો ઉપાય."

| | |
|---|---|
| કાંતે ઇંદ્રાવણુની જડ ... ... | |
| કાલા કુડાની જડ ... ... | |
| અંકોલની જડ ... ... | |

આ ત્રણે જડને પાણીમાં ઘસીને રોગીને ૦॥ તોલો પાવો તો ઝેહરની બાધા તલીને રોગી સારો થશે. એ રોગીને જેમ બને તેમ, સુવા દેવું નહી ને આખી રાત જગાડવો. આ દવા બનતા સુધી એક બે દીવસ આપવી તો પછી ઝેહેરી સર્પ વીગેરેની ધાસ્તીમાંથી રોગી તલી જશે.

## વીખારી કાંતાનો ઉપાય.

જે કાંતો ભોંકાયાથી ઘણી તકલીફ થઈ ઝેહર ચઢીને શરિર કોહોવા માંડેછે તેનો ઉપાય પ્રથમ જ્યાં કાંટો ભોંકાયો હોય ત્યાં નીચલી ચીજનો ધુમારો આપવો.

| | | તોલા. |
|---|---|---|
| ઉંદરની લીંડી | ... ... | ૧ |
| કપુર ... | ... ... | ૧ |
| ઘસસ ... | ... ... | ૧ |
| કરંજની ખોલ | ... ... | ૧ |
| હાથી દાંતનો વેહર... | ... | ૧ |

આ સર્વેને અગ્નિપર મુકીને એનો ધુમાડો લેવો. બાદ અફીમ તથા કુચલાનુ બીજ બન્ને પાણીમાં ઘસીને તેપર લગાડવું તો થોડા દીવસમાં રોગ સારો થઇ વીખાર નાશ પામશે.

## ઘેલાપણની દવા.

| | | તોલા. |
|---|---|---|
| માલ કાંગણી | ... ... | ૧ |
| બ્રાહમી... | ... ... | ૧ |
| અકકલખરો | ... ... | ૧ |
| પીપલી... | ... ... | ૧ |
| પ્રવાલભસ્મ | ... ... | ૧ |

આ સર્વેને બારીક વસ્ત્રગાલ કરી તેમાંથી રોજ દીવસમાં બે વાર ૦॥ અરધો અરધો તોલો ખાવું ને ઉપર દુધ પીવું તથા માથે પીંગલીનું તેલ ચોપડવું તો રોગી સારો થઇ ઘેલા-પણાથી મુકત થશે.

## બુદ્ધી વર્ધક ચુર્ણ.

| | | | | તોલા. |
|---|---|---|---|---|
| સુંઠ ... | ... | ... | | ૧ |
| વેખંડ ... | ... | ... | | ૧ |
| પીંપલી... | ... | ... | | ૩ |
| અકકખરો | ... | ... | | ૧ |
| બ્રાહ્મી ... | ... | ... | | ૧૦ |
| આસ્કંદ... | ... | ... | | ૫ |
| ગોખરૂ ... | ... | ... | | ૧૦ |

આ સર્વેનો બારીક વસ્ત્રગાલ ભુકો કરી તેમાંથી રોજ ૦।। અરધો અરધો તોલો બે વાર ખાવું. મધ તથા ઘી સાથે મેલવીને ખાવું તથા ઉપર દુધ પીવું ૨ હીસ્સો મધ તથા ૧ હીસ્સો ઘી લેતા જવું તથા ખાવું ખોરૂં કંઈ ખાવુ. નહી તો થોડા દીવસમાં સ્મરણ શકતી ઘણી ખીલીને જ્ઞાન તંતુ મજબુત થાય છે.

---

## "કંઠ સુધારવાની દવા."

| | | | તોલો. |
|---|---|---|---|
| એલચીદાના | ... | ... | ૧ |
| વરાયાલી | ... | ... | ૧ |
| દ્રાક્ષ ... | ... | ... | ૩ |
| જેષ્ઠીમધ | ... | ... | ૧ |
| આંબાનાં કુમલાં પાત્રાં | | ... | ૩ |
| ખડીસાકર | ... | ... | ૫ |

આ સર્વેને બારીક પીસ્સીને તેમાંથી ૨૬ તોલા લઇ તેને દુધમાં ઉકાલીને તે દુધ પીવું ઇચ્છા હોય તો જરા જાસ્તી સાકર નાખવી. આ દવાપર ખાવુ ખોરૂ ભજીયા વીગેરે તીખ્ખી ચીજો ખાવી નહીં, તો કંઠ ઘણો સારો થાય છે.

---

## "ગળું બેઠેલાનો ઉપાય."

| | | | તોલો. |
|---|---|---|---|
| જીરૂં ... | ... | ... | ૧ |
| જેષ્ઠીમધ | ... | .. | ૧ |
| આંબાનાં લીલા | પાતરાં | ... | ૩ |
| દારમ છાલ | ... | ... | ૧ |
| સુંઠ ... | ... | ... | ૧ |
| ખડીસોફ | ... | ... | ૧ |
| ખડીસાકર | ... | ... | ૫ |

આ સર્વેને વાતીને તેમાંથીજ રોજ ૧ તોલોનાં સુમારે ખાતા જવું. ઉપર ગરમ દુધ પીવું તો થોડા દીવસમાં રોગ સારૂં થશે.

---

## " ઓબડાપણાની દવા. "

| | તોલો. |
|---|---|
| અક્કલખરો ... ... | ૧ |
| પીંપલી ... ... | ૧ |
| કુલીજંન ... ... | ૧ |
| એલચીદાના ... ... | ૧ |
| ઘોડાવજ ... ... | ૧ |

આ સર્વે દવાઓને બારીક વસ્ત્રગાલ કરી દીવસમાં બે ત્રણ વાર જીભને ચોરવું. મધમાં મેલાવીને ચોરવું તે ઓબડાપણું તથા જીભનાં સર્વ પ્રકારનાં વાયુના રોગો જાય છે.

## " દાતનુ મંજન. "

| | તોલો. |
|---|---|
| લવંગ ... ... ... | ૧ |
| સુંઠ ... ... ... | ૧ |
| મરી ... ... ... | ૧ |
| પીંપલી .. ... | ૧ |
| કાથો ... ... ... | ૧ |
| ફુલવેલું મોરચુત... ... | ૦। |
| કપૂર ... ... ... | ૧ |
| વેખંડ ... ... | ૧ |
| ચૉક ... ... ... | ૩૦ |

આ સર્વેને બારીક વસ્ત્રગાલ કરી રોજ દાંતને ચોલવું તે દાંત સારા થશે.

## " માથાંમાં ચાઇ પડે તેનો ઉપાય. "

| | તોલો. |
|---|---|
| ઉંદરની લીંડી ... ... | ૧ |
| કપૂર ... ... ... | ૧ |
| તાકણખાર ... ... | ૧ |
| હાંથી દાંતનો વેહર ... | ૧ |
| ચંદંનનો વેહર ... ... | ૧ |
| આમલા સુકવેલા... ... | ૧ |

આ સર્વેને બારીક વાટીને તેનો લેપ જ્યાંના બાલ ખરી પડીને ચાઇ પડી હોય ત્યાં લગાડવાથી થોડા દીવસમાં ત્યાં બાલ આવવા લાગે છે ને રોગ નાબુદ થાય છે.

## " બેહુરાપણાની દવા. "

| | તોલો. |
|---|---|
| વાકેરીનો ભાતો ... ... | ૧ |
| તેજબલ ... ... | ૧ |
| પીંપરી ... ... | ૧ |

આ સર્વે દવાને બારીક વાટી વસ્ત્રગાલ કરી તેમાંથી ૦। તોલો લેવું. દુધ સાથે પીવું તથા વાકેરીનો ભાતો દુધમાં ઘસીને તેનાં થોડા ટીપા કાનમાં નાંખતા રેહવું. થોડા દીવસમાં રોગ સારો થશે.

## " સ્ત્રીને હીસ્તરીયા થઈ આવે છે તેનો ઉપાય. "

| | તોલો. |
|---|---|
| ઘોડાવચ ... ... | ૧ |
| હીંગ ... ... ... | ૧ |
| અક્કલખરો ... ... | ૧ |

આ સર્વેને કંદાનાં રસમાં ઘસીને પેલી સ્ત્રીનાં નાંકમાં થોડા ટીપ્પાં નાંખવાં. (એક બે વાર નાંખવાથી) તરત હુસીયાર થાય છે.

## " બચ્ચાને સસની થઇ પેટ ફુલી જાય તેનો ઉપાય. "

ખાવાનાં પાનસોપારી લવંગ તથા એલચી કાથો ચુનો સાથે બીડો બનાવી તે બીડામાં એક બાલહરડે તથા જરા અજમો તથા જરા સુવા બે બે આનીભાર નાંખી પીપલી તથા અકકલખરો બે આની ભાર નાંખી તે બીડો તેની માએ ખાવો. (યા કોઇ બીજાએ ખાવો). બાદ તેનો પીક એક ગ્લાસમાં લેવો તે ગ્લાસમાંના પીકમાંથી ૭ ટીપ્પાં લઇ જરા મધ મેલાવી તે બચ્ચાંને ચટાડવું. એવું બે ત્રણ વાર કીધાથી તે સારૂં થાય છે. બચ્ચાને ગરમ રાખવું. (દવાનાં ટીપ્પાં બચ્ચાની તબીયત પ્રમાણે કમજાસ્ત લેવા. આ દવા ઘણી ફાયદાવાળી છે. બચ્ચાંને બહુજ ફાયદો થાય છે. બચ્ચાનાં પેટપર વેખંડ તપકીર તથા એળીયો સાથે પાણીમાં મેલવીને લેપ કરવો.

## સ્ત્રીનાં સ્તન તાકાત, ( કઠણ ) તથા પુરૂષની ઈંદ્રી વીગેરેનું તેલ.

| | તોલો. |
|---|---|
| દારમની છાલ ... ... | ૩ |
| ગુગલ ... ... ... | ૩ |
| આસકુંદ ... ... | ૩ |
| કેષ્ઠ ... ... ... | ૩ |
| ચીકણી ... ... | ૩ |
| લોબાન... ... ... | ૩ |
| ગજપીપલ ... ... | ૩ |
| બાવચી ... ... | ૩ |
| આંબાહલદ ... ... | ૩ |
| અલસીનું તેલ ... ... | ૩૦ |

આ સર્વેનું અગાઉ જણાવીયા પ્રમાણે તેલ સીદ્ધ કરવું ને તે તેલ સ્તનને યોની ને ઈંદ્રી પુરૂષની વીગેરેને ચોલવાથી કઠણ થાય છે.

---

## "વાયુ સરદીપર ચોલવાનો બામ."

| | | |
|---|---|---|
| અજમાનાં ફુલ ક્રીસ્તલ | ૧ | તોલો |
| પેપરમીંટના ફુલ ક્રીસ્તલ | ૧ | ,, |
| દાલચીનીનું તેલ ... | ૧ | ,, |
| અજમાનું તેલ ... | ૧ | ,, |
| લવંગનું તેલ ... | ૧ | ,, |
| કપૂર ... ... | ૨ | ,, |
| લોબાનના ફુલ ક્રીસ્તલ... | ૧ | ,, |
| યુકાલીપતસ આઇલ... | ૩ | ,, |
| વેસેલીન ... ... | ૨૦ | ,, |
| કાયા કુતીનું તેલ ... | ૩ | ,, |

આ સર્વેને એકત્ર ખુબ ખરલ કરી કાંચના વાસનમાં એરટાઇત ભરી મુકવું તથા ગમે તેવા સરદી પર, વાયુપર, પેતપર, માથું દુ:ખવાપર રબ કરવાથી ઘણો જલદી આરામ થઇ રોગ નાશ થાય છે. આ ઘણો સારો છે.

---

## " અમાન નીકલી આવે છે તેનો ઉપાય. "

| | તોલો. |
|---|---|
| કેવડાંનાં ફુલની બારીક ભુકી સુકવીને કરવી ... | ૧ |
| ઇંડાનાં કોટલાની ભુકી ... | ૧ |
| જીરૂ ... ... ... | ૧ |
| ધાણા ... ... ... | ૧ |
| સાકર ... ... ... | ૪ |

આ સર્વેને બારીક એકત્ર કરીને તેમાંથી ૦॥ તોલો ખાવી દીવસમાં બે ત્રણ વાર ખાવું તથા અગાઉ જણાવીયા પ્રમાણે હરસ મસાવાલો મલમ અમાનપર ચોપડવો તો સારી છે.

---

## " મરણ વખતે હુશીયારી લાવનારી દવા."

| | માસો. |
|---|---|
| કસ્તુરી... ... ... | ૧ |
| જવાદ કસ્તુરી ... ... | ૧ |
| અંબર... ... ... | ૧ |
| ગોરોચન ... ... | ૧ |
| જુંદ આબે દસ્તર... ... | ૧ |
| પેદુ બાજાર ... ... | ૧ |
| ગારોચન ... ... | ૧ |
| બરાસ કપુર ... ... | ૧ |
| ચોષઠી પીંપલી ... ... | ૧ |
| કેસર ... ... ... | ૧ |
| અકલખરો ... ... | ૧ |

આ સર્વે દવાઓને ૧ દીવસ ખુબ ખરલ કરીને સીસીમાં ભરી રાખવી બાદ મરણ સમયે હાતપગની ગરમી જવા લાગે હાર્ટપર પરીણામ થવાની અગ્નિ ઉપર આ દવામાંથી ૧ માસો દવા મધમાં મેલવીને થોડી થોડી ચતાડવી તો, સન્નિપાત સરદી વાત, હાર્ટ ડીઝીઝ ક્ષય વીગેરે રોગ તાબડતોબ હટી જઇને રોગીને આરામ થાય છે. જો સરજત બાકી હોશે તો મરણનાં મોઢામાંથીબી મુકત થઇ નવી જીંદગી જાશે પછી તો પરમાત્માની મરજી આ ઉપલીજ દવા સોહજા સ્પીરીટ ઑફ્ વાઇનમાં થોડા દીવસ મેલવી રાખી બાદ તેનો અર્ક કાઢીને ઉપયોગમાં લેવાથી બી અર્થ સરસે ને રોગીને બહુજ આરામ થશે દાંતખીલી બેસી ગઇ હોશે તેબી ખુલશે ને ખોદાની મેહરથી સાજો થશે. )

## દારૂની આદત છોડવાની દવા.

| | | |
|---|---|---|
| એલચી દાના | ... | ૩ તોલા. |
| જાયફલ ... | ... | ૩ ,, |
| જાયપત્રી ... | ... | ૩ ,, |
| કંકોળ ... | ... | ૩ ,, |
| કપૂર ... | ... | ૧ ,, |
| નાગરમોથો | ... | ૩ ,, |
| બડીસોફ ... | ... | ૨ ,, |
| કપૂર કાચલી | ... | ૨ ,, |
| બાહૂલી ... | ... | ૩ ,, |
| કાલી દરાખ | ... | ૧૦ ,, |
| સોડા બાયકાર્બ | ... | ૧ ,, |
| પોટાસબ્રોમાઇ | ... | ૬૦ ગ્રેન |
| ભાંગ ... | ... | ૩ તોલા |
| કેસર ... | ... | ૧ ,, |
| પોરટર દારૂ યા બીર દારૂ | | બાટલી ૩ ત્રણ |

આ બધી દવાઓને બારીક વસ્ત્રગાલ કરી તેમાંથી (સોડા બાયકાર્બ તથા પોટાસ બ્રોમાઇડ બાહાર રાખી) બાકીની સર્વે દવાએ તે બીર યા પોર્ટમાં નાંખવી. ને તેની ૬ બાતલીમાં ભેલી નાંખી બાતલીને મજબુત બુચ મારી રોજ દીવસમાં ત્રણ ચાર વાર હલાવતા જવું ને પંદર દીવસ સુધી એવી રીતે રહેવા દેવું. બાદ તેને ગાલી લેવો ને તેમાં ઉપલો બ્રોમાઇડ તથા સોડા નાંખવો. બાદ તેમાંથી ૧½ તોલાના સુમારે અથવા શકતી પ્રમાણે પીવો. એનાથી ભુખ બી લાગશે ને કેફ બી આવશે ને બીજા દારૂની ઇલત છુટી જશે ને નીંદ્રા બી સારી આવશે.

---

## "કોઈ રોગપર યા તાપ વખ્તે ઘણી પ્યાસ લાગે તેનો ઉપાય."

| | | તોલો. |
|---|---|---|
| એલચીદાનાં | ... | ... ૧ |
| કપૂરકાંચલી | ... | ... ૧ |
| વાયવીંડ | ... | ... ૧૦ |
| બડીસોંફ | ... | ... ૫ |
| કબાબચીની | ... | ... ૧ |
| ધાણા... | ... | ... ૧ |
| કેરવાસી | ... | ... ૧ |
| જેષ્ઠીમધ | ... | ... ૧ |

આ સર્વે દવાઓને બારીક કરી વસ્ત્રગાલ કરી લેવી બાદ એ દવામાંથી ૧ તોલો દવા લઇ તેને ૧૦૦ તોલા પાણી સાથે ઉકાલીને ગાલી લેવું ને તે પાણી પ્યાસ લાગે તે વખ્તે થોડું થોડું ચમચો ચમચો આપવું તો પ્યાસ મતી જઇ દેહમાંનો ડાહ કમતી થઇ ઘણું સારૂ થશે ને રોગ જશે.

---

## " થોડી બીજી વધુ દવાઓની પુરવણી. "

### " દમ તથા શ્વાસ, કાસ ખાંસીની ઉત્તમ દવા. "

| | તોલો. |
|---|---|
| પેકુ બાજાર ... ... | ૧ |
| ફુલાવેલો ટાંકણખાર ... | ૧ |
| જુન્નો ચુનો ... ... | ૧ |
| ઇંડાનાં કોચલાં ... ... | ૧ |
| પીંપલી લીંડી ... ... | ૨ |
| ગાજરનાં બીજ ... ... | ૧ |
| નીરગુંન્ડી ... ... | ૧ |
| અક્કલખરો ... ... | ૧ |

આ સર્વે દવાઓને વસ્ત્રગાલ કુટીને તેમાંથી ૦૧ તોલાને સુમારે મધ તથા આદાંનાં રસ સાથે મીશ્ર કરીને દીવસમાં ત્રણ વાર ચાટવું. ને આ દવા પર પાણી થંડુ પીવું નહી. તથા થંડા પદાર્થો ખાવા નહી. તો ગમે તેવી ખરાબ જાતની ખાંસી, દમ, શ્વાસ, કાસ વીગેરે રોગ જરૂર નાશ થાય છે.

---

### " દમ-શ્વાસ પર બીજો ઉપાય. "

| | તોલો. |
|---|---|
| સાંબર સીંગની ભષ્મ ... | ૧ |
| સુંઠ ... ... ... | ૧ |
| મરી ... ... ... | ૧ |
| અક્કલખરો ... ... | ૧ |
| ભુંજેલા લવંગ ... ... | ૧ |
| કુલીંનજન ... ... | ૧ |
| આકડાનાં સુક્કા ફુલ ... | ૧ |
| બાલહરડે ... ... | ૧ |
| હલદર ... ... ... | ૧ |
| પીંપલી-લીંડી ... ... | ૩ |
| ભુરીંગણી મુળ ... ... | ૧ |

આ સર્વે દવાઓને કુતીને વસ્ત્રગાલ કરીને એમાંથી ૦૧ તોલાને સુમારે લઇ મધમાં મેલવીને ચાટવું દીવસમાં બે ત્રણ વાર ચાટવું તથા ઉપર થંડુ પાણી વીગેરે થંડી ચીજો ખાવી નહી તો ગમે તેવી જાતનો ઉપલો રોગ નાબુદ થશે ને ઘણોજ ફાયદો થશે. ખહીની ખાંસી સારી થશે.

---

## "વાયુથી આંગ જાડું તથા જડ થાય તેના ઉપાય."

| | તોલો |
|---|---|
| બાળ હરતકી ... ... | ૧ |
| સુંઠ ... ... ... | ૧ |
| મરી ... ... ... | ૧ |
| અક્કલખરો ... ... | ૧ |
| પીંપળી ... ... | ૩ |
| સેકેલી હીંગ ... ... | ૧ |
| અજવાન ... ... | ૧ |
| સંચલ ... ... | ૧ |
| એલીયો ... ... | ૧ |
| ગુલાબ કહલી ... ... | ૧ |
| ચીત્રક મુળ ... ... | ૧ |

આ સર્વેને વસ્ત્રગાલ કુટીને એમાંથી ૦। તોલાને સુમારે દવા લઇ મધ સાથે મેલવી દીવસમાં એક બે વાર ખાવી તથા ઉપર ગરમ પાણીનો ઘોંત પીવો તો થોડા દીવસમાં આંગનું જડપણું જઇ ઘણી તરતરી તથા તેજી આવશે. ને હલકુ થશે આ દવા સાથે નીચલો નાહાવાનો ઉપાય બી કરવો.

## "નાહાવાની દવા."

| | તોલો. |
|---|---|
| વનઇ (સંભાલુનાં પાતરા) ... | ૧૦ |
| અજમો ... ... | ૧૦ |
| આંબાહલદ ... ... | ૫ |
| ગવતી ચાહ ... ... | ૫ |
| સુકી ચાહ ... ... | ૫ |
| બાવચા ... ... | ૫ |
| ગોરખમુંડી ... ... | ૫ |
| ઉંદીર કાની ... ... | ૫ |

આ સર્વે દવાઓને વાતીને તેની ત્રણ પોચંડી બાંધવી તેમાંની એક પોચંડીને નાહાવાનાં ડેગદી ભરપાણીમાં નાખી ઉકાલી તે પછી આંગપર લેવાય તેવું પાણીથી નાહાવું એવું રોજ કરવું એક પોંચડી ૩ ત્રણ વાર ચલાવવી તો રોગ સારો થશે.

## " પુરૂષની મર્દાઇ માટે ચોપડવાનું તેલ. "

વરસાદનાં દીવસમાં અલસીયા* થાય છે. ( જેને ગાંડુળ ) કરી મરાઠીમાં કહે છે. હીંદુસ્તાનીમાં ( કેચવા ) કરી કહે છે તે ૧૦ તોલા લેવા.

| | તોલા. |
|---|---|
| દારમની છાલ ... | ... ૧૦ |
| કનેર સફેદની મુળી | ... ૧૦ |
| રાલ ... ... | ... ૫ |
| લાલ એરંડની મુળી | ... ૫ |
| ગુગળ ... ... | ... ૫ |
| તલનું તેલ ... | ... ૮ |
| લોબાન ... | ... ૫ |

આ સર્વે દવાઓને લઇ એમાંથી જે વાતવા લાયેક દવાઓ હોય તેને પીસ્સી નાંખવી બાદ એક કઢાઇમાં તલનું તેલ નાંખી તેને ચુલે ચઢાવવી. બાદ તેલ કડકડવા લાગે કે તેમાં પ્રથમ કાષ્ઠાં ઔષધી નાંખીને તે બળીને કારી મેસ જેવી થાય ત્યારે તેનો ચુઠો અંદરથી કાઢી લેવો, બાદ તેમાં ( અલસીયાને ) તળી કાઢી બાદ તેજ તેલમાં ગુગળ લોબાન તથા રાલને નાંખી તલીને તે તેલ જરા જાડુ થાય ને ઉતારી લેવું તે બાદ બાતલીમાં ગાલીને ભરી લેવું. ને આ તેલ રોજ રાતે ઇંદ્રીને ઉપરનાં ભાગમાં ચોપડવું એવું થોડા દીવસ એને લગાડયાથી ઇંદ્રી ઘણીજ તેજ તથા કઠણ થઇ ઉઠે છે ને સંભોગ વખ્તે આનંદ થાય છે.

---

## " સંભોગ કાલે સ્ત્રી જલદીથી છુટે એવી દવા "

| | વાલ. |
|---|---|
| ફતકડી ... ... | ... ૧૦ |
| સાઇત્રીકઆસીડ ... | ... ૨ |
| કાથો ખાવાનો ... | ... ૧૦ |
| સેંધાલોણ ... | ... ૧૦ |
| પોતાસબ્રોમાઇડ ... | ગ્રેન ૩૦ |
| કપુરચીનીયો ... | ... ૧૦ |

આ સર્વે દવાઓને બહુજ બારીક પીસીને જરા મધ નાંખીને ખુબ ઘોંતવીને તેની સુમારે ૧ વાલભર વજનની ગોલીઓ કરી રાખવી બાદ કોઇ સ્ત્રી આપરા કરતાં ઘણી મજબુત હોય ને તેનું વીર્ય જલદી ન છુટે તેવીને નાગરેલનાં પાનનાં બીડામાં એક યા બે ગોલી ખાવા આપવી બાદ ૧૫ મીનીટ પછી સંભોગ કરવો તો તેનું વીર્ય સખલીત થઇ જશે ને આપરૂ કામ થશે.

## " ( મદન મોદક. ) મદન ઉત્પન્ન કરનારા લાડુ. "

| | તોલો. | | તોલો. |
|---|---|---|---|
| સુંઠ ... ... ... | ૨૦ | રૂમીમસ્તગી ... ... | ૧૦ |
| મરી ... ... ... | ૨૫ | તેજમળ ... ... | ૫ |
| અક્કલખરો ... ... | ૨૦ | નાગકેસર ... ... | ૧૦ |
| પીંપલી ... ... | ૨૦ | પીસ્તા ... ... | ૨૦ |
| એખરો ... ... | ૧૦ | બદામ ... ... | ૨૦ |
| ગોખરૂ ... ... | ૧૦ | ચારોલી ... ... | ૨૦ |
| નીરગુન્ડી ... ... | ૧૧ | તલ ... ... ... | ૨૦ |
| સતાવરી ... ... | ૧૦ | ખસખસ ... ... | ૨૦ |
| ગોરખમુંડી ... ... | ૧૦ | સુવા ... ... | ૧૦ |
| ઓફલી... ... ... | ૧૦ | હાલીમ ... ... | ૧૦ |
| હરણખુરી ... ... | ૧૦ | મેથા ... ... | ૧૦ |
| આસંદ ... ... | ૧૦ | ગાંજરના બીજ... ... | ૫ |
| વરધારો ... ... | ૧૦ | કેસર... ... ... | ૧ |
| જાયપત્રી ... ... | ૧૦ | કાજુ ... ... | ૨૦ |
| જાયફલ ... ... | ૧૦ | ખારક ... ... | ૨૦ |
| એલચીદાના ... ... | ૧૧ | ચણાના સત્તુ ... ... | ૪૦૦ |
| કૌવચબીજ ... ... | ૧૦ | ( સાકર પીઠી )... ... | ૪૦૦ |
| ચીકણા ... ... | ૧૦ | ઘી ... ... ... | ૪૦૦ |
| કંબાબ ચીની ... ... | ૧૦ | ઘટુંતુ દુધ ... ... | ૪૦ |

આ સર્વે દવાઓને બારીક કુટીને વસ્ત્રગાલ કરી લેવી તથા મેવાને તરી લેવો. ખારક તલ ખસખસને વાતી લેવો, એલચી જાયફલ જાયપત્રીને કુતી રાખવું બાદ થોડા ઘીમાં જરા દવાને તલીને લાલ કરવી' બાદ ચણાનાં સત્તુને ઘીમા તલી લેવો, બાદ દવા તથા ચણાનું સતુ તથા સાકર તથા મેવો વીગેરે તેજાનું વીગેરે નાખવું. તેથા કેસરનું પાણી કરીને જરા જરા નાંખી મેવો

તેમાં ઉમેરી જેમ બેસનનાં લાડુ હલવાઇ લોકો બાંધે છે તેમ ( ૧૦ ) દશ દશ તોલાનાં સુમારનાં બાંધીને કાચના વાસનમાં ભરી રાખવા તથા સહવાર સાંહજ એક એક લાડુ ખાવો ઉપર દુધ ગરમ પીવું તથા કસરત કરીને એને પચાવવા એવી રીતે આ સર્વે લાડુ એક માનસે ખાવા તો તે માનસને જીંદગાની સુધીનું સુખ મરદાઇનું મલશે ને શરીર ઘણુજ પુષ્ટ તથા બલવાન થઇ સ્ત્રી ઘણી પ્રસન્ન થશે તથા કામ ઘણો વધીને ઘણાં બચ્ચાં છોકરા પેદા કરવાની તાકાત આવશે આ દવા પર ખાતુ ખોર તથા લીખુ વીગેરે ખાવું નહી ને થોડા દીવસ સુધી બ્રહ્મચરયથી રહેવું તો ઘણુજ સારૂ.

---

## “ સર્વે પ્રકારના જીવજંતુ મચ્છર ચાચર માકર ડાંસ ઉંદર ચોન સાંપ વીગેરે ઘરમાંથી નાહાસી જાય તેવી દવા. ”

| | તોલો. |
|---|---|
| ઇસપંદ... ... ... | ૧૦ |
| ઇસસ ... ... ... | ૫ |
| લોબાન ... ... | ૫ |
| બીલામો ... ... | ૫ |
| બાંભુરડી (ખોડીયો કલાર)... | ૫ |
| ગુડ ( ગોડ ) ... ... | ૧૫ |
| રાઇ ... ... ... | ૫ |
| મેથી ... ... ... | ૫ |
| કુઇલી ( કવચ ) ... ... | ૫ |
| લસન ... ... ... | ૫ |
| હીંગ ... ... ... | ૫ |
| તમાખુ ... ... | ૫ |
| કંરજની ખોલ ... ... | ૧૫ |
| દારૂહલદ ... ... | ૫ |

આ સર્વે દવાઓને ખુબ કુટીને તેનો ગુડાખુનાં જેવો લોદો બનાવવો બાદ તે દવાઓના ધુપ થોડો થોડો આખ્ખા ઘેરમાં ખુને ખોચરે કરવો ( આતશનાં ) કોયલા સલગાવીને તેપર આ દવા નાખવાથી એનો ધુમારો થાય છે તે સર્વે બાજુએ જ્યાં જ્યાં લાગવાથી તેનાં વાસથી ત્યાં ઉપર જણાવેલા સર્વે પ્રકારનાં જીવજંતુઓનો નાશ થઇ નાહાસી જાય છે ને બહુજ ફાયદો થાય છે. આ દવાઓનો ધુમાડો અથવાડીયામાં ૩ ત્રણ વાર આપવો એવી રીતે થોડા દીવસ કરવાથી પછી ઘેરમાંથી સર્વે જણાવરો સાંપ વીગેરે બધા નાહાસી જાય છે.

---

## "ઉધઈ કસારા વીગેરેથી કપડા વીગેરેનો બચાવ કરવાની દવા."

| | તોલો. |
|---|---|
| આંબાહલદ ... ... | ૧ |
| સુવા ... ... ... | ૧ |
| અજમો ... ... | ૧ |
| વાલો ... ... ... | ૧ |
| બાવચાં ... ... | ૧૦ |
| કડુજીરૂં ... ... | ૫ |
| ગવલા ... ... ... | ૫ |
| નખલા ... ... | ૫ |
| ચંદનનો વુહેર ... ... | ૫ |
| બાલછડ ... ... | ૫ |
| વેખંડ ... ... ... | ૫ |
| કપૂરકાચલી ... ... | ૫ |
| ગવલાકાચરી ... ... | ૫ |
| જતામાંસી ... ... | ૫ |
| દવણા ... ... ... | ૧૦ |
| મરવા ... ... ... | ૧૦ |
| તમાલપતર ... ... | ૫ |
| નાગકેસર ... ... | ૫ |
| જાયફલ ... ... | ૫ |

આ સર્વે દવાઓને બહુજ બારીક કરીને વસ્ત્રગાલ કરવી બાદ તે દવાને સોહોજા પીસવીમાં કોથલીમાં ભરી તેને સીવી લઇ તેવી કોથલીઓ ગરમ કપડામાં તથા સર્વે કપડામાં ચોપડીમાં જ્યાં ક્યાં કસાંરા ઉધઇ વીગેરે જનાવર કીતક કૃમીથી કપડાનો નારા થાય છે ત્યાં ત્યાં મુકી રાખવી આ રાખવાથી કપડામાં ઉપલા કઇબી જાતના જનાવરનો ત્રાસ થતો નથી ને કપડા સુવાસીક તથા સારા થઈ ઘણો ફાયદો થાય છે. બધી કબનોમાં આ દવાઓની નાની નાની (પીસ્વી) કોઠલી મુકવી તો ઘણોજ ફાયદો થઇ ઘણી ઉપયોગી થઇ પડે છે.

---

## "અફીમથી માનસની અફીમના આહત છોડવવાની દવા."

| | તોલો. |
|---|---|
| કડુ જીરૂં ... ... | ૧ |
| એલીચો ... ... | ૧ |
| સીતાફલના પાતરા ... | ૧ |
| જાયફલ ... ... | ૧ |

આ સર્વેને બહુજ બારીક પીસ્સવુ તો તે અફીમનાં જેવુંજ કામ આપનારૂં થાય છે આ દવામાં જરા નામનું અફીમ ભેલીને પેલા માનસને એની જરા જરા ગોલીઓ કરીને ખાવા આપવી ( અફીમ કમતી કરતા જવું ) તો થોડા દીવસમાં કસી પ્રકારની તકલીફ વગર આ આહત છુતી જાય છે.

## " બીજો ઉપાય. "

જે માનસ જેટલા વજનનું અફીમ ખાતો હોય તેટલાજ વજનનો એક ચૉકનો કટકો લઇ તે વજન સાથે કાંતામાં અફીમ જોખીને પેલા માનસને આપવું, બાદ એક દીવાલપર તેજ ચૉકથી એક લીટી દોરવી એમ રોજ રોજ તેજ ચૉકથી વજન કરીને અફીમ પેલાને આપતા જવું ને લીટી દોરતા જવું તો આસ્તે આસ્તે તે ચૉક કમતી થઇને શેવતે બીલકુલ આદત છુટી જશે ને પેલા માનસને તેથી કઇ ઇજા થશે નહી ને આ બુરી આદતમાંથી મુકત થશે ને ઇશ્વરની મેહરબાનીથી સર્વે વાતે પેલાને આરામ થશે.

---

## ( ૧ ) " કબજીયાત મટાડવાનો ઉપાય "

બનતા સુધી દીવસમાં પાતલો ખોરાક ખાવો, પપેટા તથા તેનાં જેવી કઠણ ચીજો ઘણ્રીજ કમ ખાવી. ચણા, વાલ, વટેણાં, તથા બાજી, વીગેરેનો ખોરાક ચાલુ થોડા દીવસ ખાતા રહેવું દીવસમાં ગરમ પાણીથી એકવાર નાહવું. તથા એક કલાક યા ૦ાા અર્ધો કલાક ગરમ પાણીનાં તપમાં બેસવું. (પગ, બાહાર રાખતા) આંઠ આંઠ દીવસે એકવાર જુલાબ લેવો. નીચલી દવા થોડાં દીવસ યા મહીના સુધી ચાલુ ખાવી દીવસમાં પાણી ઘણું પીવું. (વાપરવું)

૧) બાલ હરતકી. તથા. (કારી કાચી) ૧ તોલો લઇ તેને જરા એરંડીયું તેલ લગાડી લોઢી પર-સેકવું. બાદ તેને બારીક વાટી નાંખી તેમાં નીચલી ચીજો મેલવવી.

| | તોલો. |
|---|---|
| સુંઠ ... ... ... | ૧ |
| મરી ... ... ... | ૧ |
| અકકલખરો ... ... | ૧ |
| પીંપલી... ... ... | ૧ |
| કાકડસીંગ ... ... | ૧ |
| સેંધવ ... ... ... | ૧ |
| સુવા ... ... ... | ૧ |

આ સર્વેને બારીક વાતીને વસ્ત્રગાલ કરી મેલવી દેવું તથા બાતલીમાં ભરી રાખવું. બાદ તેમાંથી રોજ રાતે તથા સહવારે ૦ પાવલી-ભાર ગરમ પાણીનાં સાથે ફાંકવું ને ઉપર એક ઘૌત પાણી પીવું આ દવાથી ગમે તેવું (કૉન્સ્તી પેસન) કબજીયાત જાય છે ને ઘણી ભુખ લાગી) અગ્નિ પ્રદીપ્ત થાય છે ને શરીર નીરોગી બને છે.

---

## (૨) અજીરણનો ઉપાય.

| | | |
|---|---|---|
| પીપરમીંટ ક્રીસ્તલ | બે વાલ. | |
| અજમાનાં ફુલ | બે વાલ | |
| કોલન વાટર | ૧ ચમચો (ફુલ સ્પુન) | |
| કપુર | ૨ | વાલ |
| કેસર | ૧ | વાલ |
| અફીમ | ૧ | વાલ |
| લોબાનનાં ફુલ | ૨ | વાલ |
| જાયફળ | ૨ | વાલ |

આ સર્વે દવાઓ એક બાતલીમાં મિક્સ કરીને તે દવા આખા દીવસમાં (બે યા ત્રણ વાર) આપી પુરી કરવી. તબીયત જોઇને આપવી. આ દવાથી જરા કેફ આવે છે. પણ અજીરણ, મોરચી, વીગેરે કોલેરા વીગેરે બી જાલીમ રોગનો નાશ થાય છે.

કોલેરા વખ્તે આ દવા. બેત્રણ દીવસ સુધી ચાલુ રાખવી.

ઉપલી દવાઓ જાસ્તી પ્રમાણમાં લાવી કોલન વાટરની આખ્ખી બાતલીમાં ઘણા દીવસ સુધી ભીજવી રાખવી. બાદ તેનો બરાબર અર્ક થયા થયા પછી તેને બીજી બાતલીમાં ગાળી લેવી. આ ગાળેલી દવામાંથી બતાસામાં યા તો ( બ્રાંડીન ) સાથે ચમચામાં ( ૧૦-૨૦-૩૦ ) ટીપા સુધી આપીયાથી ઉપલા રોગ નાબુદ થાય છે. આય અર્કને સ્ટાપર બાતલીમાંજ હમેસાં રાખવો. (આ ઘણી સરસ જાતની દવા થાય છે.

---

## ( ૩ ) " ઉલટી બંધ કરવાની દવા. "

| | તોલો. |
|---|---|
| એલચી દાનાં | ૧ |
| કાથો | ૧ |
| કપુર | ૦ |
| રેસમ બારેલાની રાખ | ૧ |
| નારીએલનું છોડું બારેલાની રાખ | ૧ |

આ સર્વે ચીજોને બહુજ બારીક વાતીને સીસીમાં ભરી મુકવી. બાદ એમાંથી સુમારે-(૨) આણીભાર લઇને મધ સાથે મેલવીને ચાટવી તો ગમે તેવા જાતની ઉલતી નાબુદ થાય છે. દીવસમાં બે ત્રણવાર ચાતવું ઉલતી સાથે છાતી પરથી લોહી પડતું બી સારૂં થાય છે. કોઇ કોઇ સંજોગમાં છાતી પર રાઇ મુકવાથી બી ફાયદો થઇ, ઉલતી બંધ થાય છે.

---

## બીજો (૨) ઉપાય.

રૂદ્રાક્ષનાં દાનાને તુલસીનાં રસમાં ધસી (સુમારે વાલ ભર) તેમાં જરા મધ મેળવી ચઢાડવું.

---

## (૪) ઉપલીયું. (બચ્ચાને થાય છે તેનો ઉપાય.)

જેવું આંકડી વીગેરે ચીન્હો દેખાવવાં લાગા કે તરત તે બચ્ચાને ગરમ પાણીમાં બેસાડવું બાદ જલદીથી કાઢી. દારૂમાં અજમાને બારીક વાતીને આખા છાતી પર તથા પેટ પર લેપ કરવો. (બ્રાન્ડી યા રમ) દારૂ ઉપયોગમાં લેવો.

જો તે બચ્ચાંનું પેટ ફુગઇ આયું હોય તો એક માનસે તેના પેટ પર હાથ મુકવો તથા બીજા માનસે તે બચ્ચાંનાં મોહોડામાં જોરથી ફુંક મારતા જવું. તથા પેલા પેટવાલા માનસે તેનાં પેટને જરાજરા દબાવતાં જવું. આ સર્વે ઉપાય કરવાની અગાઉ નીચલી-દવા પાવી.

| | | તોલો. |
|---|---|---|
| પેપરમીન્ટનાં ફુલ-(થાઈ માલ ક્રીસ્તલ) | ... | ૦। |
| અજમાનાં ફુલ | ... | ૦। |
| લોબાનનાં ફુલ | ... | ૦। |
| જુંદ આબે દસ્તર | ... | ૦॥ |
| જવાદાની કસ્તુરી | ... | ૦। |
| ચોસ્ઠી પીપળી | ... | ૦॥ |
| અક્કલખરો | ... | ૦॥ |

આ ઉપલી સર્વે દવાઓને બારીક કરી બાદ-(૧) પાઇન્ટ બ્રાન્ડી સોહોજીમાં ભીંજાતા રાખવું (૧૫) દીવસ સુધી બાદ રોજ રોજ તે બાતલીને દીવસમાં બે ત્રણવાર હલાવતાં જવું બાદ તે અર્કને ગાલી બીજી સ્ટૉપર બાતલીમાં ભરી લેવો.

આ દવાનાં ટીંપાં (૧૦-૨૦-૩૦) બચ્ચાનું કદ જોઇને મધ સાથે મેલવીને ચટારવું ઘણું નહાનું બચ્ચું હોય તો (૩-૪-૫) ટીંપા દવાનાં મધ મેલવીને ચટાડવાં ને બચ્ચાને ગરમ કપડામાં લપેતીને મુકવું.

(આ ઉપલી દવાથી ગમે એવી સરદી તથા આંકડી વીગેરે બી સારી થાય છે-મોહોતા માનેસને વધુ પ્રમાણમાં આપવી)

---

## (પ. હોઝગલવી.) મોહોતા માનસ સારૂ.

સફેદ તલ=તોલા ૩. ખસખસ તોલા ૩. આરકદ તોલા ૫. સીંગોડા તોલા ૧૦. તવખીર તોલા ૫. ગોખરૂ તોલા ૧૦. સુંઠ ૧. મરી ૧. અકકલ-ખરો તોલો ૧.

આ સર્વેને વસ્ત્રગાલ કરી બાતલીમાં ભરી રાખવું તથા રોજ સહવાર સહાંજ ૦ાા અરધો અરધો તોલો સાકર ઉમેરીને ખાવું સાકર ૦। તોલો લેવી ખાટુ ખેરૂ ખાવું નહીં.

બચ્ચાને ઘણી હોજ ગલતી હોય તો નીચલી ચીજો મેળવી ચતાડતા જવું.

એલચી દાના તોલા ૧ તવખીર તોલો ૨ કાથો તોલો ૧ આ સર્વેને બારીક વસ્ત્રગાલ કરી તેની થોડી થોડી ચમટી ચટાડતા જવું તો બચ્ચાને ઘણી હોજ ગળતી બંધ થશે.

---

## (૬) આંખે આંજની થઇ હોય તો દવા.

આંખની આંજની પર કાલી દરાખનું બીયું કાઢી તે દરાખને બેસાડવી (એક બે દીવસમાં સારૂ થશે, બીજી રીત માંછલીનું ભીગડુ--ધોયા વગરનું તેને જરા ચોપડવું. તો આંજની સારી થશે. ત્રીજુ સુંઠ, મરી, તથા કપૂરને જરા પાણી સાથે ઘસીને લગાડવું તો સારી થશે.

---

## "આંખમાં ખીલ થયા હોય તો નીચલી દવાનાં તીપ્પા આંખમાં નામતા રહેવું."

વરસાદનું પાણી ગાળેલું ૨ ઔંસ તેમાં કપુર ૦। તોલો, એલચી દાનાં ૦। તોલો, તકનખાર ૦। તોલો હરતકી ૦। તોલો ખડીસાકર ૦। તોલો.

આ સર્વેને બારીક વાટીને તે પેલા પાણીમાં મેલવી દેવું. ને તે બાતલીને મજબુત બુચ મારી થોડા દીવસ રહેવા દેવી રોજ દીવસમાં બે ત્રણવાર હલા-વતા જવું. બાદ ગાલી લઈ તે પાણીનાં ટીપાં આંખમાં નાંખતાં જવાં તો આંખનાં રોગો સારા થા છે.

---

## (૭) "કમલાની દવા."

કમલાપર નીચલી દવાનો કાઢો કરી પીવા આપવો.

સુંઠ તોલો ૧. મરી તોલો ૧. પીપલી તો. ૧. અક્કલખરો. ૧. બડી સોંફ. તોલો ૨. ગાવજબાન તો. ૨. અરડુસાનાં પાતરાં યા મુલ તો. ૨. ધાના તો. ૨. ચંદનનો વહેર તો. ૧. વાલો તો. ૧. સંતરાની છાલ તો. ૫. એલચી દાનાં તો. ૧. નીરંગુન્ડી ૧. નાગર મોથ ૧. રાસ્ના તો. ૨.

આ સર્વે દવાનાં વજન કરતાં આંઠ (૮) ઘણું પાણી નાંખી તેને (૨૪) કલાક સુધી પલાલી રાખી બાદ તેને ચુલે ચઢાવી બાદ ઉકાલી (૩) ત્રણ હીસ્સા પાણી બારી નાંખવું. બાદ ઉતારી તેને ઠંડુ પડે ને બાટલીમાં ભરી મુકવું. દીવસમાં બે વાર ૧ એક એક વાઇન ગ્લાસ સુમારે ૨½ તોલા. તે કાઢો પીવો. ને નીચલી દવા દીવસમાં બે ત્રણ વાર સુંઘના રહેવું સુંઠ તો. ૧. મરી તો. ૧. ફટકડી તોલો ૧. અરીઠાંના બીજનો ગર તો. ૦। સોડા બાયકાબ તોલા ૦।. સર્વેને વસ્ત્રગાલ કરી ઉપયોગમાં લેવું.

## ( ૮ ) " કરમની દવા. "

નીચલો કાઢો કરી. કરમવાલા રોગીયે ઉપયોગમાં લેવો. (નાના બચ્ચાંને થોડો તથા મોહોતા માનસને ઘણા પ્રમાણમાં આપવો.

| | તોલા. |
|---|---|
| બાફલી | ૪ |
| વાયવીંડીગ | ૩ |
| ઇંદ્રર જવ | ૩ |
| કપૂર કાચલી | ૩ |
| રાસ્ના | ૩ |
| પીંપલી | ૩ |
| દાદમ છાલ | ૩ |
| ગુલાબ કલી | ૩ |
| મનુકા | ૩ |
| સુનામખી | ૩ |
| હરતકી | ૩ |

ઉપર પ્રમાણે ચીજોનો અગાઉ કહયા પ્રમાણે કાઢો કરવો. તે (બે) ચમચા બચ્ચાને તથા ૭ ચમચા જુવાનને, પાવો તો કરમનાબુદ થઇ આરામ થશે.

## ( ૯ ) "કમરનો દુખાવો તેનો ઉપાય."

નીચલી ચીજો મેલવી લાડુ બનાવી ખાવાથી શરીર પુષ્ટ થઇ કમરનો રોગ નાશ થાય છે.

સુંઠ ૧ તોલો. મરી ૧ તોલો. અકકલખરો ૧ તોલો. પીપલી ૧ તોલો. પીપરમુલનાં ગાંઠ. ૨ તોલા અંસારીયો. ૧૦ તોલા, આસંધ ૧૦ તોલા ગોખરૂ ૧૦ તોલા એખરો. ૫ તોલા. નીરગુંન્ડી. ૫ તોલા, સતાવરી ૫ તોલા. જાયફલ ૧ તોલો. જાયપત્રી ૧ તોલો. એલચીદાના ૧ તોલો કંકોળ ૧ તોલો ચારોલી ૧૦ તોલા પીસ્તા ૧૦ તોલા. બદામ ૧૦ તોલા.

આ સરવેને બારીક પીસ્સી ચણાનો આતો ૪૦ તોલા. પ્રથમ જસ ચણાના આતાને ઘીમાં સેકી બાદ ઉપલી સરવે ચીજો બારીક કરી મેલવી દેવી તથા તેમાં ઘી તથા સાકર ૮૦ ઘી તથા ૮૦ તોલા સાકર નાંખી લાડુ બાંધવા સુમારે ૫) પાંચ તોલા પ્રમાણેના ને રોજ (૧) ખાવો. દુધ પીવું.

---

## ( ૧૦ ) "કલતર સરીરે થાય તેનો ઉપાય."

સરદીમાં ઘણું રહેવું નહી. હમેશાં પગ ગરમ રાખવા થંડા પદાર્થો ખાવા નહીં, કબજીયાત વાલી ચીજો ખાવી નહી. લીબું અચાર. છાસ. વીગેરે ખાવામાં ઘણું લેવું નહીં. છાતીપર હમેસા ગરમ કપડા રાખવાં ગરમ પાણીથી નાહવું હમેશા ગરમ ખોરાક લેવો.

તથા નીચે જણાવીયા પ્રમાણે દવા કરવી.

સુંઠ તોલો ૧. મરી તોલો ૧. પીપલી તોલા ૨. અકકલખરો તોલા ૧. બાલેહરતકી તોલા ૧. અજમો તોલા ૧. સુવા તોલા ૫. કલોજી તોલા ૨. હાલીમ તોલા ૩. કેરવાસી તોલા ૩. દાલચીન તોલા ૧.

આ સરવે ચીજોને બારીક વસ્ત્રગાલ કરી. બાટલીમાં ભરી મુકવી તથા તેમાંથી સહવાર સાંજ રોજ થોડી થોડી ૦ા પાવલી ભાર સાકર સાથે મેલવીને ખાવી. સાકર બી ૦ા પાવલીભાર લેવી.) તથા (અજમો. સુંઠ. મરી.) આ ત્રણેને વાતીને કેરોસીન તેલમાં મેલવી તે તેલ આંગે ચોપડવું.

---

## (૧૧) " ખાંસીનો ઉપાય. "

| | | | તોલા. |
|---|---|---|---|
| સુંઠ ... | ... | ... | ૧ |
| મરી ... | ... | ... | ૧ |
| પીપરી... | ... | ... | ૧ |
| સેંધવ... | ... | ... | ૧ |
| હલદર ... | ... | ... | ૧ |
| દારમની છાલ | ... | ... | ૧ |
| હરતકી | ... | ... | ૧ |

આ સર્વે દવાઓને બારીક વસ્ત્રગાલ પીસી લેવી. બાદ મધમાં ૦। તોલાને સુમારે રોજ ચાટવી. ઉપર ગરમ દુધ પીવું. તથા ઠંડુ ખાવું નહી. ખાટું ખાવું નહી. તો જલદી રોગ નાબુદ થાય છે.

### બીજી દવા.

| | | | તોલો. |
|---|---|---|---|
| જેષ્ઠી મધ | ... | ... | ૧ |
| એલીયો | ... | ... | ૧ |
| નીમખ સેકેલું | ... | ... | ૧ |
| આદાનો રસ | ... | ... | ૨ |
| ગોલ ... | ... | ... | ૫ |

આ સર્વેનો પાક બનાવી ઓર પાપડી જેવા તુકડા પાડી રાખવા ને રોજ સુમારે ૧ તોલા ખાવો. ઉપર ગરમ દુધ પીવું.

---

## પડજીભની દવા.

વેખંડ તથા અજમાને બારીને કોયલા જેવો કરી તેને ચુના સાથે મેલવી તેથી જરા આંગલીપર દવા લઈને જીભને ઉપર દબાવવી એવું સહવાર સહંવારનાં કરવું. બે ત્રણ દીવસમાં સારી થાય છે.

---

## (૧૨) " કોહોવાત " નો ઉપાય.

નીચલો મલમ કરી ગમે તેવા સડતા રોગો પર કોહોવાત પર ચોલવો

| | તોલા |
|---|---|
| જેપાલનો ચીક ... ... | ૧ |
| તાંકણખાર ... ... | ૧ |
| કપૂર ... ... | ૧ |
| કપૂર કાચલી ... ... | ૧ |
| બાવ ચા ... ... | ૧ |
| કડુ જીરૂં ... ... | ૧ |
| કડુ લીંમડાનાં બીજનો ગર ... | ૧ |
| કરજનુ તેલ ... ... | ૨ |
| કાથો ચીનીયો ... ... | ૧૦ |

આ સર્વેનો મલમ બનાવી પ્રથમ કોહોવાતવાલી જગાને ગરમ પાણીથી ધોઇ સાફ કરી ઉપલો મલમ સારી કાની ચોલવો તો રોગ નાશ થશે.

---

## ખુજલીનો ઉપાય.

| | તોલા |
|---|---|
| આંબા હલદ ... ... | ૧ |
| કડુ જીરૂ ... ... | ૧ |
| દવણો ... ... ... | ૧ |
| કપુર—કાચલી ... ... | ૨ |
| ચંદનનો વહર ... ... | ૧ |
| કરંજની ખોલ ... ... | ૨ |
| કપરે ... ... ... | ૧ |
| એલચીદાના ... ... | ૧ |
| તાકન ખાર ... ... | ૧ |
| ગવલા... ... ... | ૧ |

આ સર્વેને બારીક વસ્ત્રગાલ કરી છાસમાં અથવા દહીમાં અથવા પાણીમાં મેલવી શરીરે ખુબ ચોલવું. જ્યાં જ્યાં ખુજલી થઇ હોય ત્યાં ચોલવું તો રોગ નાબુદ થાય છે.

---

## ( ખરજવું, ગજચર્મ )

પ્રથમ ગરમ સેકવા લાયેક પાણીથી સર્વે જગા સાફ ધોઇ કાઢવી. બાદ નીચલી ચીજોનો કલક બનાવી પ્રથમ થોડા દીવસ તે પર બાંધવો યા લગાડવો ને રાત્રે ઘી લગાડીને સુવું.

| | તોલા. | |
|---|---|---|
| કડુ લીંબડાનાં કુમળાં પાતરાં | ૩ | આ સર્વેનો બારીક પીસીને કલક ચટણી જેવો મલમ બનાવવો. તે થોડા દીવસ રોજ લગાડવો. બાદ ચામડીમાંની ફીર મરે પછી નીચલી દવા લગાડવી. |
| એલચી દાનાં ... ... | ૨ | |
| કપુર ... ... ... | ૨ | |
| કાથો ... ... ... | ૨ | |
| લીલી કોથંબરી ... ... | ૨ | |
| તાંકણુ ખાર ... ... | ૧ | |
| ખાવાનું કેલું પાકેલું ... | ૩ | |

| | | |
|---|---|---|
| ચાનાનું તેલ ... ... | ૧ | આ સર્વેને મીકસ કરી તે લગાડવું તો બીલકુલ રોગનો નાશ થાય છે. |
| કપુર ... ... ... | ૧ | |
| તપકીર... ... ... | ૧ | |

---

## ચરબી તાવવાનો ઉપાય.

રોજ સહવારે નીચલી ચીજ પીવી.

| | તોલા | |
|---|---|---|
| ગોલ ... ... ... | ૩ | આ દવા સર્વે એકત્ર કરી રોજ એટલી દવા એક મનુષ્યે પીવી. એવું ૨૧ થી ૪૧ દીવસ સુધી કરવું. તો તે માનસનાં દીલમાંની વધુ ચરબી હશે તે ગલી જશે ને મનુષ્ય હલકું થશે. |
| સરકો સેરડીનો ... ... | ૩ | |
| આંદાનો રસ ... ... | ૧ | |
| કાંદાનો રસ ... ... | ૧ | |
| ખાવાનાં પાનનો રસ ... | ૧ | |

---

## ગળસુનો તેનો ઉપાય.

| | તોલો. |
|---|---|
| ધતુરાનાં પાતરા ... ... | ૫ |
| એલીયો ... ... | ૧ |
| ગેર ... ... ... | ૩ |
| ચુનો કલીનો ... ... | ૨ |
| સેલારસ... ... ... | ૨ |

આ સર્વેને વાતી લેપ જેવું કરી આખાં ગળાંને લગાડવું. એવું ત્રણ દીવસ લગાડવું. રોજ ગરમ પાણીથી ધોઇ નાખવું ને તાજું લગાડવું તથા ખાવાં નીચલી દવાનો ઉપયોગ કરવો.

| | તોલો |
|---|---|
| દારમનો રસ ... ... | ૩ |
| એલચીદાના ... ... | ૦। |
| જેષ્ઠી મધ ... ... | ૦॥ |
| જીરૂ ... ... ... | ૧ |
| આદુનો રસ ... ... | ૧ |
| ખડી સાકર ... ... | ૧ |

આ સર્વે એકત્ર કરી તેમાંથી એક ચમચો ભરીને પીવું. દીવસમાં બે વાર પીવું.

## આંખે તેજ વધે.

સફેદ પુનર્નવાનું મુલીયું
ઉંદરની લીંદી
બાલ હરતકી
ખડી સાકર

આ સર્વેને દારમનાં રસમાં ઘસીને જો આંખમાં અંજન કરે. થોડા દીવસ સુધી તો બુધાપાની આંખો બી જવાન જેવી થઇ ઘણીજ રોશની થાય ને નેત્રના સર્વે રોગ જાય.

## તાહુડીઓ તાવ તેનો ઉપાય.

| | તોલો. |
|---|---|
| તુલસીનાં પાતરાં ... ... | ૧ |
| મરી કાલાં ... ... | ૧ |
| કેસર ... ... ... | ૦ા |
| સુંઠ ... ... ... | ૧ |
| અકકલખરો ... ... | ૧ |
| પીંપળી... ... ... | ૧ |
| ગોળ ... ... ... | ૫ |

આ સર્વે ચીજને એકત્ર કરી તેની સુમારે ૦ા) તોલા વજનની માત્રા ખાવી તથા ઉપર ગરમ પાણીનો ઘોટ પીવો. દીવસમાં બે ત્રણ વાર ખાવી.

---

## " નંખછરનો ઉપાય."

બકરાનો એક પીત્તો લાવી તેમા નીચલી જીન્નસોનો પાવડર ભરી તે પીત્તાને પીત્ત સાથેજ નખછરનાં આંગલાંમાં પેહરાવવું ને તેનું મોઢું બાંધવું એવું એક બે ત્રણ રાત કરવું તો રોગ બીલકુલ સારો થાય છે.

## તે પીત્તમાં નાંખવાની દવા.

| | તોલો. |
|---|---|
| ફીરમાની અજમો ... | ૧ |
| ઘોડાવચ્ચ ... ... | ૧ |
| કપીલો ... ... ... | ૧ |

આ સર્વેને વાતીને તેનો પાવડર પેલા પીત્તમાં નાંખવો ને પીત સાથે મેલવી દેવા બાદ તેનો ઉપયોગ કરવો. પાવડર થોડો નાંખવો. ત્રણ વખ્તમાં રોગ સારો થાય છે.

### દરાજ ગજકર્ણનો ઉપાય.

નરોતીનું તેલ કાઢી તેમાં કપૂર મીશ્ર કરી દરાજ પર ચોલવું.

### બીજો ઉપાય.

વાંઝ કરતોલીનો કાંદો લીંબુમાં ઘસીને ગજકર્ણ પર ચોપડવો

### તીજો.

| | તોલો. | | તોલો. |
|---|---|---|---|
| કપૂરકાચલીની રાખ ... | ૧ | જસ્તનાં ફુલ ... ... | ૧ |
| તમાખુની રાખ ... ... | ૧ | કપૂર ... ... ... | ૨ |
| કાથાની રાખ ... ... | ૧ | ધોયેલું ઘી ... ... | ૫ |
| તાંકણખાર ... ... | ૧ | | |

આ સર્વેનો મલમ બનાવી તે લગાડવાથી સારી થાય છે.

---

### " દાઝેલાનો ઉપાય. "

| | તોલો. |
|---|---|
| ચુનાનું પાણી ... ... | ૧૦ |
| ગુલાબ પાણી ... ... | ૧ |
| કપૂર ... ... ... | ૧ |
| ચંદનનું તેલ ... ... | ૧ |
| ખોપરેલ તેલ ... ... | ૫ |
| કાથો ખાવાનો ... ... | ૧ |

આ સર્વેને એકજીવ કરી તેને દાઝેલા પર લગાડતા જવું. ઘાહ રૂઝાયા બાદ તે પર નીચલી ચીજનો મલમ લગાડવો.

| | તોલો. |
|---|---|
| ખોપરૂં બારેલાની રાખ ... | ૧ |
| કપૂર ... ... ... | ૧ |
| હલદ બારેલાની રાખ ... | ૧ |
| કોકેમનું ઘી ... ... | ૧ |
| માખન... ... ... | ૩ |

આ સર્વેનો મલમ બનાવી તે ચોપડવાથી ગમે તેવા બરેલા દાગ રૂઝાઇને સફાઇદાર ચામડી થાય છે.

---

## "દાંત મજબુત કરવાની દવા."

| | | | તોલો. |
| --- | --- | --- | --- |
| બકુલીની છાલ | ... | ... | ૫ |
| બબુલની છાલ | ... | ... | ૫ |
| ફુતકડી | ... | ... | ૧ |
| મરી ... | ... | ... | ૧ |
| સુંઠ ... | ... | ... | ૧ |
| કુલીજન | ... | ... | ૧ |
| વેખંડ ... | ... | ... | ૧ |

આ સર્વેને કુટી તેનાં કરતાં ૧૦ ઘણું પાણી તેમાં નાંખી પછી ઉકાલવું તથા ૧ હીસ્સો પાણી બરે ક ઉતારી લેવું બાદ તે પાણીનાં કોગલા કરવા દીવસમાં ત્રણ વાર તો દાંતના તમામ રોગ પરૂ વીગેરે બી નીકલતું બંધ થઇને દાંત મજબુત થાય છે. પરૂ ઘણું થતું હોય ત્યારે કોગલા વધુ વાર કરવા.

---

## "સેલખમની દવા."

| | | | તોલો. |
| --- | --- | --- | --- |
| જાયફલ | ... | ... | ૧ |
| જાયપત્રી | ... | ... | ૧ |
| સુંઠ ... | ... | ... | ૧ |
| અજમો | ... | ... | ૧ |
| મરી ... | ... | ... | ૧ |
| પીંપલી | ... | ... | ૧ |
| સુવા ... | ... | ... | ૧ |
| કેસર ... | ... | ... | ૧ |
| હલદ ... | ... | ... | ૧ |

આ સર્વે ઔષધોને વસ્ત્રગાલ કરી તેની પાવલી ભારની માત્રા ગરમ દુધ સાથે લેવી તો રોગ સારો થાય છે. દીવસમાં બે ત્રણ વાર લેવું. તથા નીચલી ચીજોને સુંઘવામાં લેવી.

| | | | તોલો. |
| --- | --- | --- | --- |
| જાયફલ | ... | ... | ૧ |
| જાયપત્રી | ... | ... | ૧ |
| નાંગકેસર | ... | ... | ૧ |
| સુંઠ ... | ... | ... | ૧ |

આ સર્વેને બહુજ વસ્ત્રગાલ કરી તેની નાશ લેવી. તો સર્વે રોગ સરદી વીગેરે નાબુદ થાય છે.

---

## જુલાબ સર્વે રોગપર ચાલે તેવો.

| | તોલો |
|---|---|
| સુનામખી ... ... | ૦। |
| બાલ હરડે ... ... | ૦। |
| સુંઠ ... ... ... | ૦। |
| પીંપલી ... ... | ૦। |
| કાલી દરાખ ... ... | ૧। |

આ સર્વેને બારીક વાટીને ચટણી જેવું બનાવી તે ખાવું તથા ઉપર ગરમ પાણી જેમ જેમ જાસ્તી પીસો તેમ તેમ ઝાડા સારા થઇ કોઠો સાફ થશે.

## "નાકમાં વાસ મારે છે તેનો ઉપાય"

| | તોલા |
|---|---|
| ઇંડાંની સફેદી ... ... | ૩ |
| ફટકડી ફુલવેલી ... ... | ૧ |
| કપુર ... ... | ૧ |
| એલચીદાનાં ... ... | ૧ |
| કપુર કાચલી ... ... | ૧ |

આ સર્વેનો મલમ બનાવી તેને રૂના કકડાને લગાડી નાકમાં અંદર સુધી લગાડતા જવું તો થોડા દીવસમાં બીલકુલ રોગ સારો થાય છે.

## "બરોળની દવા" તાપતલ્લી.

| | તોલા |
|---|---|
| આંબળાનાં અચારનું જુનું પાણી | ૩ |
| અજમો ... ... | ૧ |
| બાલ હરતકી | ૧ |

આ સર્વે સાથે વાતીને તેમાંથી ૧ તોલાના સુમારે નરને કોઠે ખાવું તથા બરોળની ગાંઠ પર નીચલો લેપ લગાડવો.

## ગાંઠ પર નીચલો લેપ કરવો.

| | તોલા |
|---|---|
| ધતુરાનાં લીલા પાતરાં ... | ૧ |
| એલીયો ... ... | ૧ |
| ગોળ ... ... | ૧ |
| ચુનો ... ... | ૧ |

સર્વે મીશ્ર કરીને લગાડવું.

## " અપસ્માર-ફીફરાની દવા "

| | | | તોલા |
|---|---|---|---|
| વેખંડ | ... | ... | ૧ |
| અજમો | ... | ... | ૧ |
| પીપંરી | ... | ... | ૧ |
| અકકલ ખરો | ... | ... | ૧ |
| અંરીઠાનો બીજનો ગર | | ... | ૧ |

આ સર્વે દવાઓને બહુજ બારીક વસ્ત્રગાલ કરીને જ્યારે માનસને ફીફરૂં આવે ત્યારે એક નલીમાં જરા તપકીરની ચમટી જેતલી મુકીને પેલા માનસનાં નાકમાં જોરથી ફુંકવી એવી બન્ને નાકમાં ફુંકવાથી તરત તે માનસનું ફેફરૂં જતું રહીને હુશીઆર થશે. ને જો નીચલી દવા ૩ મહીના સુધી ખવાડશે તો એ રોગનો સાબુત નાશ થશે ને રોગીને આરામ થશે.

| | | | તોલા |
|---|---|---|---|
| વેખંડ | ... | ... | ૧ |
| અકકલ ખરો | ... | ... | ૧ |
| માલકાગણી | ... | ... | ૧ |
| બ્રહમી | ... | ... | ૧ |
| પીપલી | ... | ... | ૧ |

આ સર્વેનું ચુરણ ૦॥ તોલો મધ સાથે ખવડાવું.

## " પેટમાં દુખાવો " તેનો ઉપાય

ગરીમીથી થયો હોય તો નીચલો ઉપાય કરવો—

| | |
|---|---|
| બતાસા | તોલા ૩ |
| ઘી સોહજું | તોલા ૩ |
| કપુર | બે વાલ |
| એલચીદાનાં | ০। તોલો |
| જેઠી મધ | ০॥ તોલો |

આ સર્વેને એકત્ર કરી તે માનસે ખાવું. એવું ૫–૭ દીવસ ખાવું તો દુખાવો નાબુદ થાય છે.

## " નાંસુરનો ઉપાય "

તરસ જનાવરનું હાડકું. કુત્રાની લબમાં ઘસીને બાદ તે મેલવીને રૂના કાકડા પર લગાડી નાંસુરનાં આંધરાં સુધી ઘુસેડતા રહેવું ને એવી રીતે ઉપલી દવા તેમાં ઘુસાવવી તો રોગ નાબુદ થાય છે.

## " ઠંડિ જુલાબ "

| | તોલો |
|---|---|
| એલચી દાનાં ... | ... ૦॥। |
| બંસ લોચન ... | ... ૦॥ |
| નાગર મોથો ... | ... ૦। |
| હજરત યાહુદી ... | ... ૧। |
| સુરાખાર ... | ... ૧ |

આ સર્વેને બારીક વાતીને છાસ એક શેર ભરમાં નાંખીને ખુબ હલાવીને પીવું તો ઘણી પીશાબ થઇ પીસાબનો રોગ સાફ થશે ને બહુ આરામ થશે. (જેમ બને તેમ છાસ વધારે પીવી.)

## " બાલક રો રો કરે તેનો ઉપાય "

બાલક રોરો કરે તેના ત્રણ સબબો છે. એક તો કાનમાં દરદ હોય બીજું દાંત આવતાં દુ:ખતા હોય ત્રીજું પેતમાં દુ:ખતું હોય તો તેની પેહલ તપાસ કરવી. પછી ઉપાય કરવો.

કાનમાં દુખતું હોય તો તેજ બાલકની પીસાબનાં થોડાં તીંપા તેના કાનમાં નાંખવા—

દાંત આવતા હોય તો પારાને સુંઠ, બોળ, તથા મીથું, આ ત્રણને વાતીને બીલકુલ થોડું થોડું તેના પારાપર ચોલવું.

ને પેતમાં દુ:ખતું હોય તો તેની માયે નીચલો બીડો બનાવીને ખાવો તથા તેનો (ગરળ) પીંકના થોડાં તીપ્પાં બચ્ચાને મોમાં મેલવીને ચટાડવા (૫–૭) તીંપ્પાં (પીક એટલે થુંક) પાનનાં બીડામાં અકલખરો, પીંપલી, બાલ હરતડી, ને અજમો તથા સુવા તથા જાયફળ તથા જાયપત્રી તથા લવંગ) નાખવું.

## " મરડો " તેના ઉપાય.

| | | તોલા |
|---|---|---|
| જીરૂં તોલા | ... ... | ૧ |
| સોપારીના ફુલ | ... ... | ૧ |
| જેષ્ઠી મધ | ... ... | ૧ |
| સંખ જીરૂં | ... ... | ૦। |
| એલચીદાનાં | ... ... | ૦॥ |
| ચીંચના ચીચોકા | ... ... | ૧ |

આ સર્વેને વસ્ત્રગાલ કરી તેમાંથી તોલો ૧ ભર દહીનાં મથામાં મેલવીને ખાવું. દહીનો મથ્થો ત્રણ તોલા લેવો. એવું દીવસમાં બે ત્રણવાર ખાવું. ૩ ત્રણ દીવસમાં સારૂં થાય છે.

## લોહી સુધારવાની દવા.

| | | તોલા |
|---|---|---|
| સારસા રેત | ... ... | ૧૦ |
| ઉપલ સરી | ... ... | ૧૦ |
| સરપુખા | ... ... | ૧૦ |
| કાંચન વૃક્ષની છાલ | ... | ૧૦ |
| મંજીષ્ઠ | ... ... | ૧૦ |
| રક્ત ચંદન | ... ... | ૧૦ |
| દારૂ હલદ | ... ... | ૧૦ |
| ગાવ જબાન | ... ... | ૧૦ |
| ધમાસો | ... ... | ૧૦ |
| બાલ હરડે | ... ... | ૧૦ |
| પુનર્નવા | ... ... | ૧૦ |
| ગુલાબ કલી | ... ... | ૧૦ |
| બડી સોંફ | ... ... | ૧૦ |
| ગુલવેલ | ... ... | ૧૦ |
| કાલી દરાખ | ... ... | ૫૦ |

આ સર્વે ઔષધીનો કાઢો કરી રોજ સહવાર સાંહાજ ૨꠰ અઢી અઢી તોલા પીવું. તથા ગરમ પદાર્થ ખાવા નહી.

તો લોહી સુધ્ધ થઈ ઘણું સારૂં થાય છે.

ને લોહી બીકાર નાબુદ થાય છે.

## " વાઈ ગોલા પર "

| | | તોલા |
|---|---|---|
| સેકેલી હીંગ | ... ... | ૧ |
| ચીત્રક મુલ | ... ... | ૧ |
| સુંઠ | ... ... | ૧ |
| એલીયો | ... ... | ૧ |
| મરી | ... ... | ૧ |
| પીપલી | ... ... | ૧ |
| અકકલખરો | ... ... | ૧ |
| સંચલ | ... ... | ૩ |

આ સર્વેને બારીક વાતીને વસ્ત્રગાલ કરીને એમાંથી ૦।। તોલો સુમારે ખાવું તથા ઉપર ગરમ પાણીનો ઘોટ પીવો તો થોડા દીવસમાં આ રોગને બહુજ ફાયદો થશે.

## મીઠી પીસાબનો ઉપાય.

| | | તોલા. |
|---|---|---|
| જાંબુલનાં ઠરીયાં... | ... | ૨૦ |
| ગોખરૂં... | ... ... | ૧૦ |
| આરકુંદ | ... ... | ૧૦ |
| વરધારો | ... ... | ૧૦ |
| સીલાજીત | ... ... | ૧૦ |
| નાગ કેસર | ... ... | ૧૦ |
| કાકડ સીંગ | ... .. | ૧૦ |

આ સર્વે જીન્નસોને વસ્ત્રગાલ કરી તેમાંથી રોજ સહવાર સાંઝાજ ૧ એક એક તોલો ખાવું. થોડું દુધ પીવું. ( ગરમ કરીને ) ખાતું ખોરૂં ખાવું નહીં. તો રોગ નાબુદ થશે.

૬ માસ સુધી દવા ખાવી.

## બાલકને સીતલાનો ગરમી થાય તેનો ઉપાય.

| | | |
|---|---|---|
| ગોરોચંન... | ... | ૧ વાલ ભર |
| એલચીદાના | ... ૧ | ,, |
| ચંદન ... | ... ૧ | ,, |
| બાલ હરતકી | ... ૧ | ,, |
| ખડી સાકર | ... ૧ | ,, |

આ સર્વેને દુધમાં ઘસીને તે બાલકને દીવસમાં ૩ ત્રણ ચાર વારમાં એ સર્વે દવા પીવાડવી. એવું એક બે દીવસ આપવું. તબીયત જોઇને આપવું.

## (છાગરા તથા મોઢાંની ગરમીનો ઉપાય.)

| | તોલા. |
|---|---|
| બબુલની છાલ ... ... | ૧૦ |
| એલચીદાના ... ... | ૫ |
| નેત્રવાલો ... ... | ૫ |
| કપૂર કાચલી ... ... | ૧૦ |
| બડી સોંફ ... ... | ૧૦ |
| ગુલાબ કલી ... ... | ૫ |
| ચંદનનો વહેર ... ... | ૫ |

આ સર્વે જીન્નસોને બહુજ બારીક કરી વસ્ત્રગાલ કરી તેમાંથી એક તોલાભર લઇ તેને (૨૦) તોલા પાણીમાં ઉકાળી તે ઉકાલાનાં કોગળા કરવા દીવસમાં ૪-પાંચ વાર કરવા તો સર્વે મોઢાંની ગરમી જતી રહે છે. મોઢાંનો રોગ સારો થઇ વાસ, ગંધ-વીગેરે નીકલી જાય. છાગરા બી સારા થાય છે.

---

## "શરીર નિરોગી રહે" તેનો ઉપાય.

આંખે હીરડા, દાંતે લોણ;
ભુખા રહીયે; તીસરા કોણ;
તરપે ખાવે, દાબે સોવે,
ઉસકા રોગ, ઘર ઘર રોવે.

## ("આમ્લ પીત્ત" છાતી પરનો ડાહો.)

હમેશાં છાતી પર આગ બરીયાં કરે છે તેનો ઉપાય

| | તોલો |
|---|---|
| એલચી દાના ... ... | ૧ |
| કંકોળ ... ... | ૧ |
| કપુર કાચલી ... ... | ૧ |
| સુંઠ ... ... | ૧ |
| બડી સોફ ... ... | ૧ |
| પીંપલી ... ... | ૧ |
| નવ સાગર ... ... | ૨ |

આ સર્વેને બારીક વસ્ત્રગાલ કરી તેમાંથી રોજ જમવાના આગળ તથા તથા જમવાના પછી થંડા પાણીના ઘોટ બરાબર ૦ા તોલોનાં સુમારે ખાવું તો ઘણો જલદી રોગને આરામ થાય છે.

---

## સર્વાંગ લાલ તથા ખરબચડું થયું હોય.

| | | તોલા |
|---|---|---|
| કડુ લીંબડાનાં પાતરાં. | ... | ૨૦ |
| કાથો | ... ... | ૫ |
| કપુર | ... ... | ૨ |
| એલચીદાનાં | ... ... | ૨ |
| તાંકણખાર | ... ... | ૧ |
| બાવચાં | ... ... | ૩ |
| ચંદનનો વેહર | ... ... | ૩ |
| કપુર કાચલી | ... ... | ૫ |
| ગવલા | ... ... | ૫ |
| ખાવાનું કેર | — ... | ૨૦ |

આ સર્વેને બારીક વાતીને ચટણી જેવો મલમ બનાવવો તે ગમે તેવાં ચામડીનાં ઉપરના રોમ પર ચોલવાથી ચામડી સારી થઈ નરમ ને લીસી થાય છે.

## (વાસ મારે) મોઢે આગરૂ હોય તેનો ઉપાય.

| | | તોલો |
|---|---|---|
| એલચીદાના | ... ... | ૧ |
| રૂમી મસ્તગી | ... ... | ૧ |
| બંસ લોચન | ... ... | ૧ |
| કપૂર કાચલી | ... ... | ૧ |
| આંબાનાં પાતરા ... | ... | ૨ |
| બડી સોફ | ... ... | ૨ |
| ફુદનો ... | ... ... | ૨ |

આ સર્વેને બારીક પીસ્સીને એમાંથી દીવસમાં ૩ વાર ০ તોલાને સુમારે હર વખ્તે ખાતા જવું. તથા એમાંથીજ એક તોલો દવા લઇ તેને પાણીમાં ઉકાલી તે પાણીના કોગલા દીવસમાં બે ત્રણ વાર કરવા હમેશાં જુલાબ લેતા રહેવું) રોગનો નાશ થાય છે.

## "હાથ, પગ ફાતે તેનો ઉપાય"

| | તોલા |
|---|---|
| ધોયલું ઘી ... ... | ૧૦ |
| મધ ... ... | ૧૦ |
| કપુર ... ... | ૩ |
| કોકમનું ઘી ... ... | ૩ |
| તાકણખાર ... ... | ૩ |
| એલચીદાના ... ... | ૩ |
| ચંદનનું તેલ ... ... | ૧ |

આ સર્વે ઔષધોને એકરસ કરી તેનો ખુબ ખરલ કરી તેનો મલમ બનાવવો. તે લગાડવાથી ગમે એવા હાથ પગ ફાતેલા હોસે તે બીલકુલ સારા થશે. પ્રથમ ગરમ પાણીથી હાથ પગ ધોઇ સાફ કરી દવા ચોપડવી.

## "હરસમસ્સા વીગેરેપર લગાડવાની દવા."

| | તોલો |
|---|---|
| કપુર ... ... ... | ૧ |
| સીંદુર ... ... ... | ૧ |
| સીપીચન ... ... | ૧ |
| કરંજનું તેલ ... ... | ૧ |
| કડુલીંબડાનું તેલ ... | ૧ |

આ સર્વેનો મલમ કરી હરસનાં મસ્સા જેમાંથી ઘણું લોહી વહેતું હોય તથા દુખાતા હોય તેને દીવસમાં ૨-૩ વાર ઉપલો મલમ ચોપડવો તો થોડા વખ્તમાં આરામ થસે ને મસ્સા પોતાની મેલે ચીમડાઇ જશે ને દુઃખ જતું રહેશે તથા નીચલી દવા ખાવામાં લેવી.

| | તોલો. |
|---|---|
| જીરૂં ... ... ... | ૧ |
| સાળ ... ... ... | ૧ |
| સોપારીનાં ફુલ ... ... | ૧ |
| જેઠીમધ ... ... | ૧ |
| એલચીદાના ... ... | ૧ |

આ સર્વેને બારીક વાટીને દહીનાં મઠ્ઠા સાથે ૧ તોલાનાં સુમારે ખાવી તો રોગ નાબુદ થશે લોહી પડતું બંધ થશે.

## " મોઢાંપર થોઠરો ચઢીયો હોય તેનો ઉપાય. "

| | તોલો. |
|---|---|
| સુવા ... ... ... | ૧ |
| ગુલાબકલી ... ... | ૧ |
| એલચીદાના ... ... | ૧ |
| કેરવાસી ... ... | ૧ |
| દારૂહલદ ... ... | ૧ |
| બડીસોફ ... ... | ૧ |
| ફતકડી... ... ... | ૧ |

આ સર્વે ઓષધોને બારીક વાતી તેમાંથી એક તોલો લઇ તેને ૩૦ તોલા પાણીમાં ઉકાળી તે પાણીથી ખુબ મોઢાપર ફતક્ષ મારવાને ધોવું એવું દીવસમાં ૨-૩ વાર કરવું તો ઉંધનસી જેવું મોઢું તથા ઠોઠરા નાબુદ થશે ને મોઢે રૂવાની આવશે.

## " માથાનો દુ:ખાવો. "

| | તોલો. |
|---|---|
| સુંઠ ... ... ... | ૧ |
| લવીંગ ... ... | ૧ |
| લોબાન... .. ... | ૧ |
| તજ ... ... ... | ૧ |
| જાયફલ ... ... | ૧ |

આ સર્વેને બારીક વાતીને તેમાં જરાસો ઘઉનો આતો નાંખીને પાણી નાંખી ચુલા પર ખડખડાવા તેનો લેપ કપાલપર કરવો તથા નીચલી ચીજની ભુકી કરી સુંઘવામાં લેવી તો સર્વે મસ્તકનો રોગ સારો થાય છે.

| | તોલો. |
|---|---|
| અરીઠાનાં છીલકા ઉપરનાં ... | ૧ |
| સુંઠ ... ... ... | ૧ |
| ફતકડી ફુલાવેલી... ... | ૧ |
| તપકીર ... ... | ૧ |
| મેદા લકડી ... ... | ૧ |

આ સર્વે ચીજો ને બહુજ બારીક વાતી સુંઘવા જેવી કરીને તે થોડી થોડી દીવસમાં એક બે વાર સુંઘવી તો મસ્તકનો રોગ નાશ થાય છે.

## ( આતસક ગરમીનો નાશકારક સીરપ. ) સરબત.

| | | | તોલો. |
|---|---|---|---|
| ઉપલસરી | ... | ... | ૫ |
| સારસાફત | ... | ... | ૫ |
| ચોપચીની | ... | ... | ૫ |
| દારૂહલદ | ... | ... | ૫ |
| ઈંદ્રજવ | ... | ... | ૫ |
| ચંદનનો વેહર | ... | ... | ૫ |
| નેત્રવાલો | ... | ... | ૫ |
| કેવરાંની જડ | ... | ... | ૫ |
| ઉનાબદાના | ... | ... | ૫ |
| જુફા... | ... | ... | ૫ |
| ગાવજબાન | ... | ... | ૫ |
| કમલની જડ | ... | ... | ૫ |
| કાલીદરાખ | ... | ... | ૧૫ |
| ગુલાબકલ્લી | ... | ... | ૧૫ |
| શુતામખી | ... | ... | ૧૫ |
| ગરમાલાનોગર | ... | ... | ૧૫ |
| આંબાહલદ | ... | ... | ૫ |
| જવાસો | ... | ... | ૫ |
| બનસફા | ... | ... | ૫ |
| નાગરવેલના પાન... | | ... | ૨૦૦ |
| | | | તોલો. |
| રેવંચબાર | ... | ... | ૫ |
| સીપીસ્તાન | ... | ... | ૫ |
| સાઠરા... | ... | ... | ૫ |
| ખતમી... | ... | ... | ૫ |
| ખબ્બાજી | ... | ... | ૫ |
| હંસરાજ | ... | ... | ૫ |
| રક્તચંદન | ... | ... | ૫ |
| | | | રતલ. |
| ખડીસાકર | ... | ... | ૮ |

પ્રથમ આ સર્વે વસાનાઓને બારીક કુતી બાદ તેને ૩ ત્રણ દીવસ સુધી ૨૦ શેર પાણીમાં નાંખી રાખવા, એને દીવસમાં બે ત્રણ વાર હલાવી ચોલતા રહેવું. ( મસલતા જવું. )

બાદ તે પાણીને ચુલે ચઢાવી, ઉકાલવું ને ાા પાણી બાલી નાંખવું બાદ તેને ગાલી લેવું. તે ગાલેલાં પાણીમાં ખડીસરક નાંખવીને પાછું ચુલે ચઢાવવું ને સરબત જેવું એક, બે, તારી ચાસની થાય ત્યારે ઉતારી લેવું બાદ તેને ઠંડુ થયા પછી બાતલીઓ ભરવી દરેક બાતલી પોણી પોણી ભરવી તે સર્વે બાતલીમાં ાા પાવીલ પાવલીભાર પોતાસ આયોડાઇ તથા ાાા તોલો સોડા આયકારબોનેટ નાંખવું તથા તેને જરા જરા હલાવીને મીશ્ર કરવું બાદ તે બાતલીઓને બુચ મારી બરફનાં પાણીમાં ત્રણ દીવસ મુકી રાખવી. બાદ તેનો જોશ કમતી થયા બાદ તે દવા ઉપયોગમાં લેવી. ખોરાકની પહરેજ રાખવી. દીવસમા બે ત્રણ વાર લેવી ૧ ઔંસ સુધી

લેવી પાણી સાથે લેવી તો લોહી સુદ્ધ થઇ ( આતસક ) ગરમીનો વીકાર નાબુદ થઇ ઘણીજ સરસ તબીયત થાય છે. ઘણું લોહી વધે છે. ધાતુ બી સુદ્ધ થાય છે. આથી કોઠાની ગરમી, શરિરનો દાહ, પીત્તનો ઉભરો, કબજીઆત, ભગંદર, બવાસીર, ખુનનો બગાડો, માથાનો દુઃખવો વીગેરે ઘણા રોગ જાય છે એનો ઉપયોગ ચાલુ કરતા રહેવું.

## " ધાતુ ક્ષીણુતાનો ઉપાય "

| | તોલા |
|---|---|
| ગોખરૂ ... ... ... | ૧૦ |
| આસ્કંદ ... ... | ૧૦ |
| તાલીમ ખાના ... ... | ૫ |
| કુવચ બીજ ... ... | ૫ |
| તલ ... ... ... | ૧૦ |
| ખારેક ... ... ... | ૧૦ |
| એલચીદાના ... ... | ૩ |
| જાયમત્રી ... ... | ૨ |
| જાયફલ ... ... | ૨ |
| નાગ કેશર ... ... | ૨ |
| સુંઠ ... ... ... | ૩ |
| મરી ... ... ... | ૨ |
| અકકલખરો ... ... | ૧ |
| પીંપળી ... ... | ૩ |
| ધઉંનું દુધ ... ... | ૫ |

આ સર્વે દવાઓને બારીક કુતીને તેમાંથી રોજ સહવાર સાંજ ૧-એક તોલો ખાવી તેમાં એક તોલો સાકર નાખીને ખાવી ઉપર દુધ ગરમ કરીને પીવું. તથા દીવસમાં ( ૫ ) તોલા ધી રોજ ખાવું. ખાટું, ખારૂ, તથા ગરમ પદાર્થો ખાવા નહીં. તો ધાતુનાં રોગો જઇ શરીર ઘણું સરસ થઇ. જોર તાકાત ઘણી આ છે. ને બહુ મજબુત માનસ થાય છે

## "લખવાનો ઉપાય"

| | તોલા |
|---|---|
| સુંઠ | ૧ |
| મરી | ૧ |
| અકકલખરો | ૧ |
| પીંપલી | ૩ |
| કોષ્ટ | ૧ |
| ઘોડાવજ | ૮ |

આ સર્વે વસાનાંઓને વસ્ત્રગાલ કુતી લેવું. તથા તેમાંથી (૦।) તોલો લઇ મધમાં મેલવી ચાતવું તથા હંમેસાં મધ તથા ગરમ પાણી સાથે ભેલીને પીવું કોઇ બી જાતનું થંડા પદાર્થો ખાવા નહીં તથા ખોરાકમાં ચણાના દાલની પુરણપોલી ખાવામાં લેવી. ( કદી થંડુ પાણી પીવા આપવું નહીં.) તો થોડા દીવસમાં લખવો તથા અર્ધાંગ વાયું કંપ વાયું. વીગેરે વાયુનાં રોગો સારા થાય છે.

---

## "આંકડીઓના ધ્રુપનાંનો ઉપાય,"

| | તોલા |
|---|---|
| લકડયા પાસાણ ભેદ | ૨ |
| દગડીયા પાસાણ ભેદ | ૨ |
| સુંઠ | ૧ |
| મરી | ૧ |
| અકકલખરો | ૧ |
| પીંપલી | ૨ |
| જેષ્ઠી મધ | ૨ |
| જીરૂ | ૧ |
| ગોખરૂ | ૧૦ |
| તુલસીના બીજ | ૫ |
| સંખ જીરૂ | ૧ |
| સોપારીનું ફુલ | ૧ |
| બડી સોંફ | ૩ |
| એલચીદાનાં | ૨ |

આ સર્વે દવાઓને વસ્ત્રગાલ કરીને કુતીને તેમાંથી રોજ સુમારે ૧ તોલો ભર ખાવી તેમાં સાકર એક તોલો ભેલીને ખાવી દીવસમાં બે વાર ઉપર દુધ પીવું. ખાતું ખોરૂ ખાવું નહીં.

## "પરમાની દવા"

| | | તોલા |
|---|---|---|
| આંબાના ઝાડની અંતરછાલ | | ૫ |
| જીરૂ | ... ... | ૫ |
| કથલ્યા ગોંદ | ... ... | ૫ |
| એલચીદાના | ... ... | ૫ |
| જેષ્ઠી મધ | ... ... | ૫ |
| લકડી પાષાણ ભેદ... | ... | ૫ |
| ધાયતીનાં ફુલ | ... ... | ૫ |
| ગોખરૂ | ... ... | ૧૦ |
| બંસ લોચન | ... ... | ૫ |
| રૂમી મસ્તગી | ... ... | ૫ |

આ સર્વેનું બારીક વસ્ત્રગાલ ચુર્ણ કરી તેમાંથી રોજ સહવાર સાંજ એક તોલો ખાવું સાકર સાથે ભેલીને ખાવું ઉપર ગાયનું દુંધ પીવું તથા નીચલા પાણીની પીચકારી દીવસમાં બે ત્રણવાર ઇદ્રીમાં મારવી.

---

| | | |
|---|---|---|
| કપુર | ... ... | ૧ |
| તાંકણખાર | ... ... | ૧ |
| એલચીદાનાં | ... ... | ૧ |
| કાથો | ... ... | ૧ |
| મોરચુત ફુલાવેલું | ... | ૦। |

આ સર્વેનું બારીક ચુર્ણ કરી ૩ ત્રણશેર છાસમાં ખુબ ઉકાલવું બાદ તે છાસને બે ત્રણવાર કપડામાંથી ગાલી લેવું—તે ગાલેલા પાણીની પીચકારી ઈંદ્રીમાં મારવી. તો ઘણોજ જલદી આરામ થઈ. ઘણા વરસનો પરમો નાબુદ થાય છે ખાતું. ખેરું તેલ તીખ્ખું ખાવું નહીં.

## "સ્ત્રીને અતકાવ વખતે ઘણું લોહી જતું હોય તેનો ઉપાય"

| | | તોલા |
|---|---|---|
| માયફલ | ... ... | ૧ |
| ધાહ પાણુ | ... ... | ૧ |
| સંખજીરૂ | ... ... | ૧ |
| જીરૂં | ... ... | ૧ |
| જેષ્ઠી મધ | ... ... | ૧ |

આ સર્વેને બહુજ બારીક વાતીને તેમાંથી ૦। તોલો દીવસમાં બે ત્રણ વાર ખાવું સાકર સાથે ખાવું. પાણી સાથે અથવા ચોખાનાં ધુવણ સાથે ખાવું.

## " કોઢનો પાય "

માછલીનું તેલ તથા દુધ વીગેરે વીજાતીય પદાર્થો ખાવામાં ઘણુ આવવાથી તથા શરીરમાં ગરમી ઘણી વધવાથી કોઢની બીમારી લાગુ પડે છે. તેનો ઉપાય નીચે પ્રમાણે કરવો.

| | | | તોલા |
|---|---|---|---|
| કાંતેની વડુંગતું દુધ | ... | | ૩ |
| હલદ | ... | ... | ૧ |
| મરી | ... | ... | ૧ |
| નાગરમોથો | ... | ... | ૧ |
| દારૂ હલદ | ... | ... | ૧ |
| બાવચા | ... | : | ૧ |

આ સર્વેને ખુબ બારીક પીસીને પછી ઉપલા દુધમાં ખરલ કરીને ઝીણી ઝીણી ગોલી કરવી. ( મરી જેતલી તથા રોજ નરને કોઠે ખાવી રોજ એક એક ચઢતી ગોળી ખાવી. તથા ઉપલીજ દવાઓ ગોમુત્રમાં ઘસીને કોઢ પર લગાડવી) ખોરાકમાં ઘી ઘનું ખાવું.

---

## " સ્ત્રીને અટકાવ કમતી જતો હોય તેને આવવા સારૂં "

| | | | તોલો |
|---|---|---|---|
| સુંઠ | ... | ... | ૧ |
| મરી | ... | ... | ૧ |
| અકલખરો | ... | ... | ૧ |
| પીંપલી | ... | ... | ૧ |
| નાગરમોથ | ... | ... | ૧ |
| કુલીંજન | ... | ... | ૧ |
| અજમો | ... | ... | ૧ |
| ગોલ | ... | ... | ૧ |
| ગાજરનાં બીજ | ... | ... | ૧ |
| કંલોજી | ... | ... | ૧ |

આ સર્વે વસાનાને બારીક વસ્ત્ર ગાલ કુતીને તેમાંથી સુમારે ૦ાા તોલો લઇ તેને ૧૦ તોલા પાણીમાં ઉકાલી બાદ તેમાં ગોલ ૧ તોલો નાંખીને દુર બેસવાનાં દીવસો અગાઉ ત્રણ દીવસ પીવું તો લોહી ઘણું જશેને કોથો તથા ગર્ભસ્થાન સુધ્ધ થશે.* આ દવાનો જારની ઉપયોગ કરવો નહીં. ફકત બે ત્રણ દીવસજ પીવું

---

## "બીજા થોડા રોગોનો ઉપાય."

પાઠું. (જે પીઠ પર થાય છે તેનો ઉપાય.) નીચે પ્રમાણેઃ—

પ્રથમ જ્યાં પીઠ પર પાઠું થયું હોય તેને નસ્તર વતી બરોબર. + આ ચીન્હ પ્રમાણે ચાર ફાંક કરી ચીરી નાંખવું. બાદ તેમાથી પરૂ લોહી. વીગેરે સર્વે લુછી નાંખી. સાફ ગરમ પાણીથી ધોઇ નાંખી લુછી નાંખવું. બાદ તે ઉપર નીચલો (મલમ) બનાવીને લગાડવો.

એક લાકડાની યા તો કાંસાની કઠોક લઇ તેમાં પ્લાસતર ઑફ્પેરીસ ૪૦ તોલા નાંખવો. બાદ તેમાં કપુર ૫ તોલા નાંખવો. તે બંન્નેને મીક્સ કરી તેમાં (૫) પાંચ તોલા તપકીર નાંખવી. બાદ તે સર્વેમાં ૪૦ તોલા કડુ તેલ. (કંરંજનું) તથા ૨૦ તોલા કડુ લીંબડાના બીજનું તેલ, તથા વીસ તોલા (૨૦) અળસીનું તેલ. આ સર્વે તેલો એકત્ર કરી રાખી તે તે થોડાં પેલી ઉપલી દવામાં નાંખી હાતવતી ખુબ ફેટતાં જવું એવું બરોબર ૨ કલાક સુધી મીકસ કરવું બાદ તેને કાઢી લઇને એક કાંચના વાંસણુમાં ભરી મુકવું. બાદ એક કપડાનો પાટો બનાવી–તે ઉપર પેલો (મલમ) પેસ્ટ.) ખુબ જાડો જેવો લગાડી. પાંઠાં પર ચોપડવો, ને તેની આજુબાજુ બી લગાડવો ને પેલો પાટો. બેનડીસ જેવો આંખ્યા આંગને ગોલને ગોલ ખુબ સારી કાણીલપેતવો ને એઅર ટાઇટ કરી નાંખવું આ પાતો સાત દીવસે છોડવો. એવી રીતે એકજ વખ્તમાં બધો રોગ સારો થાય છે. ને જો કસર રહી ગઇ હોય તો બીજી વખ્તે મારવો ને જો રોગી ઘણુંજ બગડી ગયો હોય તો ત્રીજી વખ્તે મારવો તો જરૂર સારો થશે. રોગીને કોઇ બી પ્રકારનો (પાકરો ખોરાક–)કે જેવો કે ચણા, પાલ, વેગંણા. મછી. વીગેરે કે જેનાંથી ધાહ પાકી તેમાં પરૂ થાય તેવો ખોરાક આપવાથી. પહરેજ રહેવું. ને ભજીયા, ચટણી વીગેરે સર્વે રીતનો ખોરાક બંધ કરવો; ગોસનો સેરવો, દુધ, ભાત. વીગેરે ખોરાક લેવો.

## " સ્ત્રીઓને પાણી જાય છે. તેનો ઉપાય " ( હચુકોરીઆ )

| | | તોલા |
|---|---|---|
| જેષ્ઠી મધ | ... ... | ૨ |
| ફટકડી | ... ... | ૪ |
| લકડી પાસાણ ભેદ | ... | ૨ |
| દગંડી પાસાણ ભેદ | ... | ૨ |
| એલચીદાનાં | ... ... | ૨ |

આ સર્વે ઔષધોને બારીક વાટી વસ્ત્રગાલ કરી બાદ તેમાંથી ૦॥ તોલો થોડી ખડી સાકર ભેલીને ખાવું. એવું દીવસમાં બે વાર ખાવું તો થોડા દીવસમા ઉપલો રોગ બીલકુલ સારો થશે. દવા પર જરા દુધ પીવું સારૂ છે.

તાપતલ્લી ( ૨ )

## " બરોળ ( તાપતલ્લી ) નો ઉપાય. "

પેટમાં તલ્લીને સોજો વીગેરે ચઢી તેમાં ગાંઠ બંધાય છે. જેનાંથી કોઇબી રીતનો ખોરાક પાચણ થતો નથી ને આંગ તવાઇ જાય છે તથી શરીર તવાઇ જાય છે તેનો ઉપાય. નીચે પ્રમાણે કરવો;

| | | તોલા |
|---|---|---|
| જવખાર | ... ... | ૧ |
| સાજીખાર. | ... ... | ૧ |
| સુર્યાખાર. | ... ... | ૧ |
| તંકણખાર | ... ... | ૧ |
| નવસાર. | ... ... | ૧ |
| પીંપલી. | ... ... | ૧ |
| સુંઠ. | ... ... | ૫ |
| અકકલખરો | ... ... | ૫ |
| મરી. | ... ... | ૫ |
| કડુકુટકી | ... ... | ૫ |

આ સર્વે દવાઓને બારીક વસ્ત્રગાલ કરીને તેની દારમનાં રસમાં ખુબ ખરલ કરીને ચણીયા બોર જેતલી ગોલીઓ વાલવીને દીવસમાં ૯ ગોલીઓ ખાવી; ઉપર ગરમ ગરમ પાણીનો જરાસો ઘોંટ પીવો તો ગમે તેવો ઉપલો રોગ નાબુદ થશે; ને નીચલો લેપ તલ્લી પર લગાડવો.

| | |
|---|---|
| એલીયા. | ... ... ... |
| ગોલ | ... ... ... |
| ચુનો. | ... ... ... |
| ગુગળ. | ... ... ... |

આ સર્વેને બારીક વાટીને ખુબ એક રસ કરી તે જગાં પર લેપ લગાડવો.

ખોરાકમાં પરહેજ રાખવી—ખાતું, ખોરું, ઇંડા વીગેરે ખાવા નહીં.

## " ભગંદરની દવા, "

ઝાડો, તથા પીસાબ, બન્નેની વચ્ચલી જગા જે સીવણીનાં નામથી ઓળખાય છે તેની વચમાં આય રોગ થાય છે. એનો ઉપાય નીચે પ્રમાણે કરવો—જ્યારે આય રોગ પાકે છે. ત્યારે તેની ગાંઠમાં પરૂ લોહી વીગેરે ઘણું થાય છે. ને બહુજ ઠણુકા મારે છે. જો તે પાક પર નહીં આવેલું હોય તો તેને પોટીસ મુકીને પકવવું. બાદ તેમાં એક સુનાનો તાર ખુબ લાલ અંગારમાં તપાવીને, તે તાર તે ભગંદરમાં ભોકી દેવો. ને તેનાંથીજ ચીરી નાંખવું. ને બાદ સર્વે પરૂ વીગેરે તેમાંથા દાબી કાઢી નાંખવું. બાદ તેમાં નીચલો મલમ ભરવો. ને ઉપર પટી મારવી.

| | તોલા |
|---|---|
| કપુર ... ... ... | ૨ |
| ગંધા બેરોજા ... ... | ૫ |
| આવચી ... ... | ૧ |
| કડુ લીંબડાના બીજનું તેલ... | ૧ |
| કરંજનું તેલ ... ... | ૨ |

આ સર્વેનો મલમ બનાવી તે મલમની ભગંદરમાં પતી મારવી તથા મલમ અંદર સુધી ઘાવમાં ભરી દેવો. એવું કરી; ખાવા પીવાની પહરેજ રાખવી તથા. (પાક પર ચઢે એવી કાઇંબી ચીજ ખાવી નહીં. એ પ્રમાણે બે ત્રણ પતી મારવાથી સારૂં થશે.

## કલેજામાં ગાંઠ થઇ સોજો ચઢે તેનો ઉપાય.

જે બાજુનાં કલેજામાં ગાંઠ થઇ પાકી હોય તો તેનું "ઓપરેશન કરવું" તેને ચીરાવવું તથા પરૂ લોહી વગેરે કાઢી નાંખવું બાદ તેમાં નીચલી ચીજ ભરવી.

| | તોલા |
|---|---|
| ટંકનખાર ... ... | ૧ |
| આંબા હલદ ... ... | ૧ |
| કપૂર ... ... | ૧ |
| ચીનાચો કાથો ... ... | ૧ |
| ગુલઅરમાની ... ... | ૧ |

આ સર્વેનો બહુજ બારીક વસ્ત્ર ગાલ પાવડર કરી થોડા થોડા ચીરેલાં જગામાં નાંખવો. તો થોડા વખ્તમાં ઘાહ રૂઝાઇ જશે. (ખાટું ખારૂં પાકરૂ વીગેરે ખાવા પીવાના પહરેજ રાખવી તથા નીચલી દવા સોજા પર લગાડવી.

| | તોલા | |
|---|---|---|
| કુચલો ... ... ... | ૧ | આ સર્વે દવાઓને પાણીમાં ઘસીને કલેજાંનાં સોજા પર લેપ કરવો—દીવસમાં બે ત્રણવાર લેપ કરવો. |
| આંબા હલદ ... ... | ૧ | |
| રકત ચંદન ... ... | ૧ | |
| એલીયો ... ... | ૩ | |
| રેવનચીનો સીરો ... ... | ૧ | |

## "પેટમાં જલંદર થાય છે તેનો ઉપાય".

| | તોલા |
|---|---|
| ઘોડાવચ ... ... | ૧ |
| કુદરૂ ... ... | ૧ |
| બાલ હટતકી ... ... | ૧ |
| આમલાં સુકા ... ... | ૧ |

'રીમ'નાં લખવાનાં કાગજ ૩ ત્રણ લઇને તેનાં બારીક બારીક કતકા કરી તેને પાણીમાં નાંખીને ખુબ ઉકાલવા. તે પાણીમાં આ સર્વે દવાઓ બારીક વાટીને તે નાંખીને ઉકાલવી બાદ તેને ગાલી લેવું. ને તે પાણી સુમારે પાંચ દસ તોલાં પીવડાવવું. તો થોડા વખ્તમાં ઉલટી થશે, એ પ્રમાણે થોડા દીવસ ચાલુ આય પ્રમાણે દવા પીવાથી રોગી સારો થશે—

## "કાળ ફુલ્લીનો ઉપાય"

આય ફુલ્લો બોચી પર. (ગરદનની પછવાડે થાય છે) એનાં નામ પ્રમાણે તે મોહોતનો પેગામ કહેવાય છે. એ જેવો થયો કે તેને પકાવી તેનાં મોઢાંમાં સુન્નાનો તાર ખુબ ગરમ કરી ભોકો દેવો બાદ સર્વે પર લોહી વીગેરે દાબીને કાઢવું. બાદ નીચલી ચીજ તે પર લગાડવી.

| | |
|---|---|
| ચીત્રક મુલ ... ... ... | આય ચાર ચીજોને પાણીમાં યાતો રમ દારૂમાં ઘસીને સારી કાંની તે ફુલ્લી પર બધી બાજુ અંદર બહાર લેપ કરવો. દીવસમાં બે ત્રણવાર કરવો. તો થોડા દીવશમાં આરામ થઇ માનસ મોહોતમાંથી બચ્ચશે.— |
| એલીયો ... ... ... | |
| કુચલાનું બીજ ... ... | |
| મેદા લકડી ... ... ... | |

## " મોઢાપરનાં ખીલ જઈ સાફ ચામડી થઇ ચેહેરો ખુબસુરત અને તેનો ઉપાય. "

| | તોલો. |
|---|---|
| કડવા વાલનો આટો ... | ૫ |
| કપુર ... ... ... | ૫ |
| બાફેલી બદામ ... ... | ૫ |
| તંકણખાર ... ... | ૨ |
| સંખજીરૂ... ... ... | ૫ |
| ગંધક આવલસાર ... ... | ૧ |
| એલચી દાનાં ... ... | ૨ |
| કોકમનુ ઘી ... ... | ૨૦ |
| ગ્લીસરાઇન ... ... | ૧૦ |

આ સર્વે દવામાંથી વાટી નાંખવા લાયેક દવાઓને વાટીને પીસ્સી નાંખવી. ને બાદ કોકમનાં ઘીમાં મેલવી. તેમાં ગ્લીસરાઇન તેલ નાંખી ખુબ એક રસ કરી નાંખવું ને બાદ કાચના વાસણમાં ભરી મુંકવું. ને રોજ દીવસમાં બે વાર સહવારે રાતે મોઢાંપર ખુબ ચોપડવું. તો તમામ ખીલ તથા દાધા વીગેરે જઇ ચામડી ઘણીજ ખુબસુરત તથા તેજસ્વી થાય છે.

---

## " પાંડુ રોગની દવા. "

આ રોગથી શરીર જરા પીલાસ પર થઈ નાસ્તેજ જેવું તથા લોહી વગરનું જેવું થાય છે ને શરીરમાં કંઇ તાકાત હોતી નથી. તેના ઉપાય નીચે પ્રમાણે

| | તોલો |
|---|---|
| કેસર ... ... ... | ૧ |
| જાયફલ ... ... ... | ૧ |
| જાયપત્રી ... ... | ૧ |
| કબાબ ચીની ... ... | ૧ |
| રૂમી મસ્તગી ... ... | ૧ |
| બંસ લોચન ... ... | ૧ |
| એલચી દાનાં ... ... | ૧ |
| લીંડી પીપલી ... ... | ૬ |

આ સર્વે દવાઓને બહુજ બારીક વસ્ત્રગાલ કરીને તેને મધમાં ખુબ ખરલ કરી તેની ચણીયા બોરનાં જેવી ઝીણી ઝીણી ગોળીઓ બાંધવી ને તે દીવસમાં ૩ વાર બબે ખાવી ને ઉપર દુધ પીવું ને ખાતુ ખોરૂ ખાવું નહી ને આ દવા ચાલુ ખાવી તો ઘણોજ ફાયદો થઇ આ રોગ શરીરમાંથી જઇને ઘણીજ તાકાત આવે છે.

---

## "કમલામાંથી કમલી થાય છે તેનો ઉપાય"

આ રોગીને બધું પીલું પીલું દેખાય છે શરીર બી પીલું થઇ તે માનસનાં કપડાંબી પીલાં રંગનાં થઇ જાય છે. આથી ઘણા રોગીઓ મરી જાય છે. તેનો ઉપાય નીચે પ્રમાણે—

| | તોલા |
|---|---|
| આંમલા સુકકા ... ... | ૫ |
| લીંડી પીપલી ... ... | ૫ |
| કાકડસીંગ ... ... | ૫ |
| જવાસો ... ... ... | ૫ |
| ગાવજ બાન ... ... | ૫ |
| સુનાંમખી ... ... | ૫ |
| ગુલાલકુલ્લી ... ... | ૫ |
| બાલ હરતકી ... ... | ૫ |
| નાંગરમોથો ... ... | ૧૦ |
| મજીસ્ઠ... ... ... | ૧૦ |
| કાંચન વૃક્ષની છાલ... ... | ૧૦ |

આ સર્વે દવાઓને ખોખરી કરીને તેનો અગાઉ જણાવ્યા પ્રમાણે કાઢો કરવો ને તે કાઢો દીવસમાં બે વાર પાંચ પાંચ તોલા સુમારે પીવો. એવું થોડા દીવસ કીધાથી સર્વે રોગ જાય છે ને રોગી સારો થાય છે. ખાટુ ખોરૂ બીલકુલ ખાવું નહીં. સર્વે વાતે પહેરેજ રાખવી એ રોગીની આંખો ઘણીજ પીળી થાય તો જાણવું જે **(કમલી થઈ છે.)** ને ઉપાય ચાલુજ રાખવો આ રોગી-એ શેરડી ઘણી ખાવી સારી છે.

---

## "કરમ માથે ચઢીયો હોય તેનો ઉપાય"

| | તોલા |
|---|---|
| સાપસન ... ... ... | ૧ |
| આફૂલી ... ... ... | ૧ |
| એલચીદાના ... ... | ૧ |

આ સર્વે દવાને બારીક પીસીને પાણી સાથે ૦ તોલાનાં સુમારે પી-વાડવી તથા દારમનો રસ જેમ બને તેમ પીવાડવો, તથા તે બચ્ચાનાં માથે અરીઠાનો ફીણ ખુબ લગાડવો. તથા છાતીપર જાયફલ જાયપત્રી, કેસર તથા સાપસનને પાણીમાં ઘસીને લગાડવું. તો હરેક પ્રકારે કરમની બાધામાંથી બચ્ચુ સારૂ થશે.

---

## ભેલાપણાની દવા.

| | | | તોલા |
|---|---|---|---|
| બ્રહ્મી ... | ... | ... | ૧૦ |
| આરકુંદ ... | ... | ... | ૫ |
| માલકાંગણી | ... | ... | ૫ |
| પ્રવાલ ભસ્મ | ... | ... | ૨ |
| ગોખરૂ ... | ... | ... | ૫ |
| પીંપલી ... | ... | ... | ૫ |

આ સર્વે દવાઓને વસ્ત્રગાલ કુટીને તેમાં સાકર ભેલીને રોજ (૨) બે વાર દીવસમાં ખવડાવવું સુમારે ૦ાા તોલો દવા લેવી. આ દવા જે મનુષ્યનો ભેજું અતિષય કામ વાસનાથી ખાલી થઇ ગયો હોય તેને બહુ ફાયદો કરે છે. તથા તે માનસને નીચલી દવાઓનું તેલ માથે ચોપડવું.

---

| | | ઓંસ |
|---|---|---|
| આઇલ ઑફ સીત્રીલ | ... | ૧ |
| લેમન આઇલ ... | ... | ૧ |
| આઇલ ઑફ કૅમફ્રર | ... | ૧ |
| આઇલિ ઑફ ક્યુબેબ | ... | ૧ |
| આમનડ આઇલ ... | ... | ૧ |
| આઇલ ઑફ કારદમમ | ... | ૧ |

આ સર્વે તેલોને એકત્ર કરી તેમાંથી રોજ બે વાર મસ્તકપર ચોપડવું.

---

## "સહેતાનબાજીની દવા."

| | | | તોલો |
|---|---|---|---|
| એખરો | ... | ... | ૧૦ |
| ગોખરૂં | ... | ... | ૧૦ |
| આરકુંદ | ... | ... | ૧૦ |
| રૂમીમસ્તગી | ... | ... | ૫ |
| વરધારો... | ... | ... | ૫ |
| નાગકેસર | ... | ... | ૫ |
| પીંપલી... | ... | ... | ૧૦ |
| ગોરખમુંડી | ... | ... | ૫ |
| ખડી સાકર | ... | ... | ૩૦ |

આ સર્વે દવાઓને બહુજ બારીક વાટીને તેમાંથી રોજ ૦ાા તોલો દવા સાકર સાથે ભેલીને ખાવી તથા ઉપર દુધ પીવું તો, રોજ રાતે સ્વપ્નામાં ધાતુ જતો હોય તે, સારી થઇ રોગ જતો રહે છે ને શરીર પુષ્ટ બની મજબુત થાય છે ને કમર દુઃખતી નથી.

ખડી સાકર જુદી વાટીને રાખવી.

## " દાઝેલાનો ઉપાય "

આમલીની છાલ બારીને તેની રાખ તથા ચીનીયો કાથો તથા કપુર તથા ખોબરેલ તેલ તથા ચુનાનું પાણી આ સર્વેને લાઈમજીુસ જેવું એકત્ર કરી દાઝેલાપર લગાડવું તો તે તરત પાકીયા વગર રૂઝાઈ જાય છે.

---

## "આધાસીસીનો ઉપાય"—અરધુ માથું દુઃખે તેનો ઉપાય.

| | તોલા |
|---|---|
| અરીઠાનાં છીલકા ... ... | ૧ |
| ફટકડી ... ... ... | ૧ |
| મરી ... ... ... | ૧ |
| અફુલસાનાં પાતરા સુકકા ... | ૧ |
| તુલસીનાં પાતરાં સુકકા ... | ૧ |
| સુંઠ ... ... ... | ૧ |
| તમાખું ... ... ... | ૧ |

આ સર્વેને અતિ બારીક વસ્ત્રગાલ કુટીને સીસીમાં ભરી રાખવું બાદ એમાંથી દીવસમાં બે ત્રણ વાર એક એક ચમટી સુંઘવું તો આરોગ નાબુદ થાય છે. તથા સહવારનાં પોહરમાં પેટ ભરતાં પેંડા ખાવા.

---

## " છાતીપરથી લોહી પડતું હોય તેનો ઉપાય "

| | તોલા |
|---|---|
| બોરડીના કાંતા તથા છાલ ... | ૧૦ |
| ધમાસો ... ... ... | ૧૦ |
| ગોખરૂ ... ... ... | ૧૦ |
| નાંગકેસર... ... ... | ૫ |
| બાભલીની છાલ ... ... | ૫ |
| આસંધ ... ... ... | ૫ |
| લીંડી પીપલી ... ... | ૫ |

આ સર્વેનો બારીક કરીને અગાઉ જણાવીઆ પ્રમાણે કાઢો કરીને દીવસમાં બે વાર પાંચ પાંચ તોલા પીવો એમાં થોડી ખડી સાકર નાંખવી તો છાતીનો દુખાવો જઈ લોહી પડતું બંધ થાય છે.

---

## "ઝેરી જણાવર યા ઉંદર ચાવે તેનો ઉપાય."

જે જગા ઉંદર ચાવીયો હોય. ત્યાં જો લોહી નહી નીકલીયું હોય તો જરા લોહી પીનવતી કાઢવું ને નીચલી ચીજોને ઘસીને તે જગાપર લગાડવી.

કુચલાનું બીજ.
અફીણ.
ચીત્રકમુલ.
મેદાલકડી.
રકતચંદન.

આય પાચ જીન્નસોને પાણીમાં ઘસી તેને દંખનાં તથા કરેડલી જગાપર લગાડવી દીવસમાં બે ત્રણવાર લગાડવુ તો રોગ સારો થાય છે તથા નીચલી ચીજનો કાઢો કરીને થોડા દીવસ પીવો.

| | તોલો. |
|---|---|
| અંકોલ ... ... | ૧ |
| ગરમાલો ... ... | ૧ |
| ગાવજબીન ... ... | ૧ |
| અક્કલખરો ... ... | ૧ |
| દારૂ હલદ ... ... | ૧ |

આ સર્વેનો કાઢો અગાઉ પ્રમાણે કરીને ત્રણ દીવસ પીવો તો ઝેર ઉતરી જશે.

## "મોંઢાને વાસ મારે (આગરૂ હોય તેનો ઉપાય.)"

| | તોલો. |
|---|---|
| આંબાનાં કુમલા પાત્રા. ... | ૨ |
| જેષ્ઠીમધ ... ... | ૧ |
| નાગરમોથો ... ... | ૧ |
| કેસર ... — | ૧ |
| કબાબચીની ... | ૧ |
| કેરવારી ... ... | ૧ |
| બાલહરડે ... ... | ૧ |
| એલચી દાનો ... ... | ૧ |
| રાજતું ... ... ... | ૧ |

આ સર્વે દવાને બારીક કુટી રાખવી ને રોજ દીવસમાં ત્રણ વાર ચાવી ચાવીને ખાવી. ૦॥ તોલાનાં સુમારે ખાવી તેમાં સાકર નાંખવી ને ખુબ ચાવી ચાવીને ખાવું તો કોઠાનો રોગ નાબુદ થઇ. મોઢાનો વાસ દુર થશે.

## "શરીર નીરોગી રાખવું હોય તેનો ઉપાય."

નીત્ય રોજ પાંચ પાત્રા કડુ લીંબડાનાં ખાવા તો સદાકાલ શરીર નીરોગી રહી રોગ બાધા એકો એક થશે નહીં ને સાપનું ઝેર ચઢશે નહીં.

---

## "સ્ત્રીઓને હુલેદર. ( અદગરી થાય છે તેનો ઉપાય. )"

જીવતી માંખોને પકડી તેને કચડી નાંખીને ગોલમાં મેલવીને ત્રણ દીવસ સુધી ખવડાવવી. ૩ ત્રણ ત્રણ માંખો લેવી. પેલી સ્ત્રીને દવા કહેવી નહીં. તથા નીચલું ચુર્ણ મધ સાથે ચટાડવું.

| | તોલો. |
|---|---|
| એલચીદાનાં ... ... | ૧ |
| કાઠો ખાવાનો ... ... | ૧ |
| રેસમની રાખ ... ... | ૧ |

આ ચુર્ણ ૭ આણી ભાર; મધમાં મેલવીને ચટાડવું મધ ০। તોલો લેવી.

---

## જે માનસને પાંચનક્રીયા જતી રહી હોય આદો નરમ થયો હોય તેનો ઉપાય.

| | શેર |
|---|---|
| કાચ્ચું પપાવું ... ... | ૫ |
| ભુંજેલો અજમો ... ... | ૧ |
| સખ્ત નીમખ ... ... | ૧ |
| લીંડી પીંપળી ... ... | ০। |
| સુંઠ ... ... | ০। |

કાચ્ચા પપાંઉને પ્રથમ સુરબાનાં જેવું કીસ્સી નાંખવું. બાદ એક બરણીમાં મુકીને તેમાં મીઠું પાસીને નાંખવું. તથા અજમો નાંખવો, તથા પીંપર તથા સુંઠ વાટીને નાંખવી. ને થોડા દીવસ બરણી બંધ કરીને મુકવું ને થોડા દીવસ પછી ખાવાનાં ઉપયોગમાં લેવું. ૨–તોલા સુમારે જમવાની અગાઉ ખાવું.

---

## "જલ વાત કે જે હાત પગનાં તળીયાંની આંગ થાય છે તેનો ઉપાય"

| | તોલા |
|---|---|
| તંકણખાર ... ... | ૧ |
| કપુર ... ... | ૧ |
| મધ ... ... ... | ૧ |
| ઘી ... ... ... | ૧ |
| લીલી કોથમરી ... ... | ૩ |

આ સર્વેને બહુજ બારીક પીસી નાંખીને એક કાચનાં વાસણમાં ભરી મુકવું. બાદ ગરમ પાણીથી જગા ધોઇને સાફ લુછી ને તે પર ઉપલી દવા લગાડવી એવું થોડા દીવસ કીધાથી આ રોગ નાબુદ થાય છે.

---

## "પેટમાં આતરડાંનાં ઉપર વલ આવે છે તેનો ઉપાય"

પ્રથમ તે માનસને બરોબર રીતે તપાસી જોવો બાદ તેને એક રતલ કાચ્ચો પારો લઇ તે પારાને જરા એરડીયાંનાં હાત લગાડીને પેલા માનસને પીવડાવી દેવો, ( એમ કોઇ કોઇ હકીમ ૩. ચાર રતલ સુધી પારો પીવડાવે છે ) બાદ થોડા વખતમાં તે પારો ઝાડાનાં રસ્તાથી બધો બાહર નીકલે છે. પારો જ્યારે પેટમાં હોય ત્યારે તે માનસને એક બે વાર ( પગ ઉંચે તથા ગરદન નીચે. ) થાય એવી રીતની કસરત કરાવવી તો તે માનસનાં આતરડાંની ગુંચવણ દુર થઇ જાય છે ને ઘણું પેટ દુઃખતું હોય છે તેબી જતું રહે છે. કોઇ વાર ઘણું ખાવાથી તથા કબજીયાતની આદત હોવાથી ગુની ગાંઠો. ( જેને સુડડા ) કરી કહે છે. તે બંધાય છે ને તે ઘણો દુઃખાવો થાય છે ત્યારે બી. આય પ્રમાણે પારો પીવાડવાનો ઉપાય કીધાથી આરામ થાય છે. કોઇ વાર આતરડાંમાં કોઇ ચીજ ગરી ગયેલી ફસવાથી વાનો આંતરડાંમાં ગાંઠ બંધાવાથી બી ઘણુંજ દુઃખ થાય છે. તે બી રોગ આવી

રીતે પારાનાં પ્રયોગથી જલદી સારો થાય છે ને જો પારો શરીરમાં રહી ગયો હોય એવું તમુને લાગે તો તે માનસને જરા એરંડીયાંનો જુલાબ આપવો. ઘણું ખરું પારો બીલકુલ શરીરમાં રહી શકતો નથી.) ને જેપારો શરીરમાં રહી શકે છે તે પારાની ચોકસ મેલવનીથી બનેલી દવાઓ રહે છે ને દુઃખ આપે છે :

---

## કોઇ પ્રકારની અંગત ધાસ્તીથી પુરૂષ (પુરૂસાતનમાંથી) ગયેલો હોય છે તેનો ઉપાય."

| | તોલો. |
|---|---|
| કાંદાનાં બીજ ... | ... ૧૦ |
| ગાજરનાં બીજ ... | ... ૧૦ |
| નાગરમોથો ... | ... ૧૦ |
| પીંપલી લીંડી .. | ... ૧૦ |
| અક્કલખરો ... | ... ૧૦ |
| સુંઠ ... ... | ... ૧૦ |
| મરી ... ... | ... ૧૦ |
| કેસર ... ... | ... ૧ |
| જાયફલ ... | ... ૩ |
| જાયપત્રી ... | ... ૩ |
| કંકોલ ... | ... ૩ |
| કુબાબચીની ... | ... ૧૦ |
| ગુલવેલ સત્વ ... | ... ૫ |
| આસંધ ... | ... ૨૦ |
| ગોખરૂ ... | ... ૨૦ |

આ સર્વે દવાઓને વસ્ત્રગાલ કરી તેમાંથી રોજ એક તોલાનાં સુમારે દવા લઇ તેમાં સાકર ॥ તોલો નાંખીને તે ખાવું તથા ઉપર દુધ પીવું. એવી રીતે બધી દવા એક માનસે ખાવી તો ઉપલો રોગ બીલકુલ નાશ પામે છે ને મદન ઘણો વધીને સ્ત્રી સંભોગ થાય છે. આ દવાપર ઘી દુધ માખણ વીગેરેનો તર ખોરાક રોજ ખાવો. ખાટું ખોરૂં ખાવુ નહીં ને પહરેજથી રહેવું. દવા ખાવાની ચાલુ હોય ત્યારે સ્ત્રી સંભોગ વરજ કરવો.

---

(બાલ કડુ) બચ્ચાંનાં સર્વે પ્રકારનાં રોગપર ચાલે છે.

| | | | તોલા |
|---|---|---|---|
| ત્રીફલા... | ... | ... | ૩ |
| કુટકી ... | ... | ... | ૩ |
| વાવવીડીંગ | ... | ... | ૧ |
| પીંપલી | ... | ... | ૧ |
| ગુલવેલ | ... | ... | ૧ |
| રાસ્ના ... | ... | ... | ૧ |
| જેઠીમ઼ધ | ... | ... | ૦। |
| બાંફલી... | ... | ... | ૧ |

આ સર્વે દવાઓને કુટીને તેનો અગાઉ પ્રમાણે કાઢો કરવો, આ કાઢો રોજ બચ્ચાંને થોડો થોડો (પાણી મેલીને) પાવો તો હરેક પ્રકારનો તાપ કરમનું જોર વાયુનું જોર કફનું જોર વીગેરે સર્વે રોગ નાબુદ થઇ બચ્ચું આસુદુ ને ઘણું મજબુત થાય છે આ બાલકડુ ઘેરમાં કરી બાતલીમાં ભરી રાખવું. ને રોજ સહવારનાં બચ્ચાને પાવું. એ ઘણુંજ સારૂં છે.



श्री ॐ तत्सत्

સમાપ્તી શ્રીઃ ॐ

શાંતિ. શાંતિ. શાંતિ.